# બરજો નામું.

## દફતર ૧૮ મું—ભાગ ૧ લો.

અસલ હાથનાં લખેલાં પુસતક ઊપરથી
વાકયોની રચણા સુધારીઆમાં આવી
છે, અને તેની અસલી લંબાણ
શાહરાગાત કાયમ
રાખી છે.

મુંબઈ,
મુંબઇ સમાચાર છાપખાનામાં
માણેકજી બરજોરજી મીનોચેહરહોમજીનાએ છાપીઊં છે.

૧૮૭૯.

કીંમત રૂ ૨.

# બરજો નામું.

## દફતર ૧૮ મું.

**હેકાયત લખી છે કે, સફ સમારી ઇરાની તથા જાબુલી લશકરે, તથા જેહાન પેહેલવાન રૂસતમે લડાઇના મેદાનમાં તલબ કીધો પોતાનો હમનબરદ અફરાસીઆબના બેટા જાદસુમને.**

હવે જેવારે પેલી તરફ બદ સેતારેના પાદશાહા અફરાસીઆબનું લશકર મેદાનમાં આવી ઉભું તેવારે તે જોઇને આએ તરફથી નેક સેતારેના પાદશાહા કેખોસરોના ઇરાની તથા જાબુલી લશકર મેદાનમાં નીકલી પોતાની જગાએ સફ સમારી હુશીઆરી સાથે ઉભું. તે તમામ જાબુલી લશકરને તઇયાર થઈ કીનાનાં મેદાનમાં આવી સફ સમારી ઉભેલું જોઇને, રોશન બખતનો યજદા પરસતી દાદગર પાદશાહા કેખોસરો પોતાનાં સબરંગ બેજાદ ઘોડાની પીઠ ઉપર રોશન મહાતાબની મીશાલ સવાર થયો. તે પાદશાહાની સાથે બીજા તમામ નામદારોબી સવાર થઈ ચાલતા હતા. તે વખત તે નામદાર પાદશાહાનાં તનમાં લડાઇનું બખતર પેહેરેલું હતું, અને તે ઉપર પાદશાહી ગંજ ખજાનાની કીમતનો કમરબંદ તંગ બાંધેલો હતો, તથા સર ઉપર જરીન કોલાહ મેલેલી હતી, અને પીઠ ઉપર ગેલાંન શેહરની ઢાલ બાંધેલી, તથા ડાબી બાજુની તરફ તીરનો ભાથરો અને ચાચી કમાન લટકાવેલી હતી. તે નેકબખત પાદશાહે પોતાનાં કમરબંદ ઉપર એલમાસનાં લોઢાની તલવાર બાંધેલી,

તથા કમરમાં જડાવદાર ખંજર ખોશેલું, તથા હાથમાં પેચદાર સાફની મીશાલનો નેજો પકડેલો હતો. એ મીશાલ તે નેક એતેકાદનો પાદશાહા કેખોસરો તમામ લડાઇના હથીઆર બાંધી, જેહાન પેહલવાન રૂસતમની બરાબર ચાલતો આવી લશકરની કલબગાહામાં દબદબાથી ઉભો. તે નેક બખત પાદશાહાને જોઈ સરવે કોઈ નામદાર લોકો, કીનાનાં હથીઆર બાંધી ફતેહમંદ ગાવીઆંની જુંદા સાથે લશકરની કલબધાહમાં આવી ઉભા. તેવાર પછે તે લશકરની ડાબી બાજુની તરફ સમશેરનો મારનાર તમુર, ગેવ, બીજંન, ગસતેહેમ, ફરીબોરજ, બેહેરામ, સાપુર, ફેરોહેલ, સીદોસપ, હજીર, ફીરોજ તથા ગજદેહમ, એ બાર નામીચા પેહેલવાન હોશીઆરોથી ઉભા. તેવાર પછે તે લશકરની જમણી બાજુની તરફ ગોરજનો મારનાર જેહાનસુજ, નેજાનો ફેરવનાર સામ, બરાદ, બેહેરાદ, બેહેરેમંદ, ગોરાજે, અશાકસ, જંગેશાવરાન, બરજીન, ફરહાદ, નરાવાદ, બેહરોજ તથા અરદેશીર, એ બાર પેહેલવાન ઓસતવારીથી ઉભા. અને પાક ફતેહમંદ બખતના પાદશાહા કેખોસરોની નજદીક બુલંદ મરતબાનાં ગાવીઆની જુદા સાથે નામદારી ભરેલો જાલેજર, જહવારેહે, ફતેહમંદી ભરેલો તાજબખશ રૂસતમ, શેરમરદ બરજો, દેવબંદ ફરામરજ, જોરનો રાખનાર જેહાનબખસ, સરફરાજી ભરેલો કરીમાન, શેરને પોતેનો કેરશાસપસાંની, ભારી તનનો અને ચીતાની મીસાલનો ગુરગીન, નેક સેતારેનો લોહરાસપ, સુપેશાલાર ગોદરેજ, યાદગોરી ભરેલો તુસ, લડાએક બેહેજાદ, તીરનો મારનાર અરદવાન, તથા નેકદેલ બુઢો કારન, એ વગેરે પાદશાહ આક, યાદગારી ભરેલો તરમાહ, તથા સરહંગ, એ વગેરે રોરની ચુંગાલના બીજા તમામ શાહજાદાઓ કીનાનો કમરબંદ તંગ કરીને ઇરાનના પાહદશાહની ખીદમતમાં ઉભા હતા. તેથી તે વખત તુ કહે ગોયા જમીન તથા જમાનો એક થવા ચાહતો હતો. અને દલેર સવારોના ઘોડા તથા હાથી પોકાર મારતા, તેણે કરી તમામ લસકરના કાનં બેહેરા થઈ જતા હતા, તથા બેહુ તરફના લશકરના સરદાર લોકો પોતાના લશકર ઉપર આવાજ મારી કહેતા હતા, કે ખબરદાર હોશીઆરીથી ઉભા રહેજો. શા વાસતે કે, એ વખત નામદારી કરવાને લાએકનો છે. એ રવેશ તે સરદાર લોકો આવાજ મારી દરએકને કેહતા હતા. તેનો શોહોરશાર

નહીં હતો; તું કેહે ગોયા કોલજંમનો દરીઆવ મોજામારે અને તેનો ગોલબાંગ ઉઠે, તે મીસાલ તે લશકરમાં સરદારો શોહોર ઉઠાવતા હતા. તે વગેરે તમામ લશકરમાંથી નકારાં તથા પોતલની કરનાએનો અવાજ થતો હતો, તેનો ગોલબાંગ આસમાન લગીન જઈ પોંહોંચયો ! તેણે કરીએ ફરતો આસમાનબી લરજવા લાગો ! તથા જંગલનાં તમામ જાનવરો ગાભરાં પડીને હર તરફ નાહસવા લાગાં, તથા તે મેદાનમાં સવારો ઘોડા હરતરફ દોડાવતા હતા, તેઓના ઘોડાઓની નાલની ગેરદે કરી રોશન આફતાબ ધંકાઇ ગયો. એ રવેશ તે તમામ લશકર કોલજુમનાં દરીઆવની મીસાલ મોજ મારતું તઇયાર થઇ ઉભું.

તેહેવાર બુજોરગ બુનીઆદના જાલના બેટા તેહેમતન તાજબખશ રૂસતમે પાકદીનના પાદશાહા કેખોસરોને એમ કરી કહયું કે, "અય ખુબસુરતી ભરેલા નેક દેલ અને રોશનબખત ફતેહમંદ, હફતેકેસવર જમીનનાં માયાવંત તાજદાર પાદશાહા, અગરચે તારો હુકમ હોએ તો આએ વખત હું કીનાના મેદાનમાં ઘોડો દપટાવતો જાઇ જોલાન દેઉ, અને એક કીના ભરેલી લડાઇ ઉઠાવું." જેવાર નેક ખસલતના પાદશાહા કેખોસરોએ પીલતન રૂસતમનો જોબાનથી એવા સખુન સાંભલીયા, તેવાર તે નેકબખત અને રોશન સેતારેના પાદશાહે જેહાનપેહેલવાનને એમ કરી કહીઉં કે, "અય રખસના સાહેબ જેહાનપેહેલવાન રૂસતમ, આજની લડાઇ તારેજ લાએકની છે. વાસતે જેવારે તું એ લડાઇ ફતેહ કરીને એ મેદાનમાંથી મારી નજદીક પાછો આવશે, તેવાર હું એમ કરીને જાણશ કે, આજ રોજે તેં મને એ ઇરાન જમીનનું તખત તાજ નવેસરથી બખશીઉં. વાસતે અય સરફરાજ તાજબખશ, આજની લડાઇમાં તારો યાર યાને તુંને ફતેહમંદીનો બખશનાર જેહાનનો સાહેબ દાદગર દાદાર તારી મદદ કરજો. અને એ જેહાનનો યાદગારી ભરેલો મોટો જેહાનપેહેલવાન કેરશાસપ, કે જેણે પોતાની કઉવતનાં જોરે કાંઇ લાખો લાખ દેવને જીવથી મારયાછે, તે સરદારની મીશાલ તારી બાજુમાં કઉવત રહેજો. તે કરતાં આસમાન ઉપર જે નુરી ફરેસતો ફતેહમંદ બેહેરાંમ ઇયજદ કરી કહેવાયછે, તે જોરના બખશનાર ફરેસતાની મદદ-તુને હોજો." એ રવેશ તે નેકદેલ પાદશાહા કેખોસરોએ પોતાના ના

મીચા જેહાનપેહેલવાન રૂસતમ ઉપર દોઆ કીધી. તેવારે નામનો ઉઠાવનાર જેહાનપેહેલવાન રૂસતમ, પોતાના રખશ ઉપરથી સેતાબ કુદી પાણી પીઆદો થાયો, અને પાદશાહા કેખોસરોના સબરંગ બેહજાદ ઘોડાની આગલ આવી પોતાનું સર જોહોંકાવી સેજદો કીધો. પછી ચીતાની મીશાલ કુદી પાછો પોતાના રખશ ઉપર સવાર થાયો. અને પોતાનું મોહો પાક ઇઅજદાનની તરફ કરી, તે સાહેબ પાસે ફતેહમંદી માગી. અને એમ કહેવા લાગો કે, "એ દાદી લોકોની દાદના લેનાર પાક ઇજદાન સાહેબ, હું જે બેદાદગર અફરાસીઆબની સામે હમણાં લડવા જાણીછું, તે તેના જુલમને તોડવાને માટે જાણીછું, માટે હું તારા કમીના એક બંદાની શરમ આજ રોજે મારા બુઢાપાના દાહાડામાં તારે હાથ છે." એટલું કહી પોતાના રખશને એડ મારી વીજલીના ચમકારાની મીસાલ દપટાવતો લડાઇના મેદાનમાં નીકલી ગયો. અને પોતાના રખશને જોલાન દઇ, એક પોકાર બહારનાં વાદલની મીશાલ મારી. તુરકી લશકરની સાંમે આવીને કહેવા લાગયા કે, "અય ઊંધાં બખતના પાદશાહા અફરાસીઆબ, આએ લડાઇના મેદાનમાં સેતાબ મારા હમનબરદને મોકલી દે. પછે આપણ જોઇએ કે, એ ફરતો આસમાન કોણનો મદદ કરેછે. અગરજો આએ વખત તું તારા બેટા જાદસુમને મારા મેદાનમાં મોકલતાં વીલમ લગાડશે તો, આએ મારા ભારી ગોરજે કરી તારા તમામ પેહેલવાનોનાં સરમાંથી મગજ કાહાડી નાખશ, કે એ મેદાનમાંથી તમામ ફેસાદ બરતરફ થઇ જાય." એ રવેશ જેહાનપેહેલવાન રૂસતમની જુબાનથી એવા સખુન લડાએક જાદસુમે સાંભલયા. તેવાર જેમ શેર ગોસા ભરેલો થાય તે મીસાલ પોતાનું સર ગોસા ભરેલું કરી, શાહાજાદો જાદસુમ પોતાના બાપ પાદશાહા અફરાસીઆબની નજદીક પોતાનો ઘોડો દપટાવતો જેહરી અજદાહાની મીસાલ જોશ કરતો, જાબુલી જેહાન પેહેલવાનની નજદીક આવી પહોંચયો, અને નામદાર રૂસતમ ઉપર અવાજ મારી કહેવા લાગો કે, "અય ઊંધાં બખતના રજાલા જાલના બેટા સગજી રૂસતમ, અગર કાંઇ તારા આએ બુઢાપાના દાહાડામાં તારા મોહોતે જોર કીધોછે, કે તું દલેર લોકોનાં મેદાનમાં શોખીથી આવી, એવા લામફામનાં સખુનો બોલેછે?

અય બેઅકલ જાલના બેટા, જો હજુરથી તું તારૂં ભલું ચાહતો હોય તો તારા મગજમાંથી ગરૂરીનો પવન કાઢો નાખ. અગર નહી તો મારી શમશેરે કરી હવડાં તારાં બુઢાં તનનાં તુકડે તુકડા કરી નાખીશ. તું મને તે શું તારા કરતાં કાંઇ કમજોર જાણેછે કે તું એ મેદાનમાં ઉભો રહી, પોકાર મારી પોતાનો હમનબરદ મને બોલાવેછે? તું કાંઇ તારા મગજમાં એવો ખેઆલ રાખતો હશે કે, હમો બુજોરગ પાદશાહાના નામીચા પેહેલવાન કહેવાઇયે છઇયે! પણ તે તારા પાદશાહા કેખોસરોનાં મરતબા કરતાં તો, મારા બાપના લશકરમાં સુપેહસાલાર પોરાન વજીરનો મરતબો જીઆદા છે. જેવાર એ વેશેનો પેટો પીરાન પોતાના દબદબાથી આ-વીને મારા બાપના તખત આગલ બેસેછે, તેવાર તારા પાદસાહા કેખો-સરોનાં કરતાં તે પોરાનવેશેનો મરતબો ઘણો જેબ દીએછે."

જેવાર શાહાજાદા જાદસુમની જુબાનથી એવીશોખી ભરેલી વાત તાજબખશ રૂસતમે સાંભલી, તેવાર જેમ એક ભુરખાએલો શેર ગોસા ભરેલો હોય તે મીસાલ ગોસામાં આવીને, તુરકી જાદસુમને એમ કહેવા લાગયો કે, "અય કમ અકલ, અને ઊંધા મગજનાં બીદાદગર, જાદુઇ ભરેલા, ખુની દેલનાં, બીહોરમત રજાલા અફ્રાસીઆબના બેટા નાદાન જાદસુમ, અગરજો તું નેક ખાનદાનનું ફરજંદ હોતે તો, અવલ જેવો તું મારા મેદાનમાં આવયો, તેવાજ મારી બુજોરગો જોઇને અ-દબથી બોલતે. કે કરતાં તારા બાપ રોસવાઇ ભરેલા અફ્રાસીઆબની ન-જદીક, જો કોઇ દાના વજીર હોતે તો, એ બેદાદગર અફ્રાસીઆબને અકલની રાહ દેખાડી આરામથી તખત ઉપર બેસાડતે, અને તારા બાપને એ મેદાનમાં લાવો હરઘડી ફજેત નહીં કરાવતે. અય જાદસુમ, તુ એમ જાણેછે કે, તારા બાપ પાદશાહા અફ્રાસીઆબ પાસે દાનાઇ ભ-રેલો વજીર છે. એ રવેશ તું તારા મનથી પોતાના બાપને તથા વજીરને દાના જાણેછે. પણ મારા બેટા શેરદેલ ફરામરજનાં લશકરમાં, જે સીહે દેવ ફરામરજનો ગોલામ કહેવાય છે, તે તારા બાપ કરતાં ઘણો મરતબો રાખેછે. તથા પાકજાદ પાદશાહા કેખોસરોનાં તખતની નજદીક જે ગાવે હાનગરની બુનીઆદનો કારન પેહેલવાન કહેવાયછે, તે નામદાર તારા પીરાન કરતાં દશ ઘણો જીઆદા મરતબો ધરાવેછે, અને તે

સુપેહસાલાર પાદશાહા કેખોસરોની મજલેસમાં બેશીને એમ કરી બોલે છે, કે શેસવાઇ ભરેલો અફ્રાસીઆબ, તથા વેસેનો બેટો પીશન, પોતાનાં લશકર તથા પેહલવાનો સાથે હરવખત એ રએના મેદાનમાંથી પીઠ ફેરવી નાશી જાયછે તો ફરીથી પોતાનું કાલું મોંહો શું કરવા લઇને આવેછે ? એ રવેશ સરવે કોઇ બોલીને તમારી મશકેરી કરેછે. વાસતે અય નાદાન છોકરા, હવે તારી આખેર આવી, એમ તું મુકરર જાણજે." એ રવેશ જેહાનપેહેલવાન રૂસતમની જુબાનથી તમામ સખુન સાંભલીને જાદસુમે કહયું કે, "અય બુઢા બબર, હવે તારી ચાપલોસી ભરેલી વાતને કોતાહ કર, અને મારા ભારો નેજાનો જરબ સંભાલ."

## હેકાયત લખોછે કે, લડાઈ કીધી પાહદશાહ અફ્રાસીઆબના બેટા રોઇનતન જાદસુમે જેહાન પેહલવાન રૂસતમ સાથે.

એટલું કહીને જાદસુમે પોતાનો નેજો ઉઠાવીયો, અને બીજા હાથમાં ગેલાન શેહરની ઢાલ પકડી, પછે એક પોકાર બબર જાનવરની મીસાલ મારીને તાજબખશ રૂસતમ ઉપર હોમલો કીધો. જેવાર નામના ઉઠાવનારજાંગુલી જેહાનપેહેલવાને એવો મામલો દીઠો, તેવારે તે પીલતન પેહેલવાનેભી એક હાથમાં ઢાલ પકડી બીજા હાથમાં નેજો ઉઠાવેયો, અને એક પોકાર સહી જાનવરની મીસાલે મારયો, અને એકબીજા ઉપર હુમલો કરી પોતપોતાના ઘોડા જોહોકયા, અને જેમ મસતી ભરેલા બે હાથી એક એકને પોતાની સુંડ મારે, તે મીસાલ તે બેહુ નામદારો એકબીજા ઉપર નેજાનાં જરબ મારવા લાગા. તે નામદારોનાં ઘોડાની દોડ ધામ તથા ધરપકડે કરી જમીનની ચામડી છોલાવા લાગી અને ઘોડાઓની નાલે કરી જમીનનો સીનો ચાક ચાક થવા લાગો. તે જમીન ઉપરની ગેરદભી હવા સાથે મલીને આસમાનની તરફ જઇ પોંહોંચી, તેણે કરી જમીન તથા જમાનો ઢંકાઈ ગયો, અને તે રખશની દોડધામથી રેના મેદાનની ખાક ઉડી, તે બાજે પરીઓનાં મકાન ઉપર જઇ પોંહોંચી, જેથી પરી લોકો પોતાના બાગમાં ગોલાબની હોજમાં ગોસલ

ફરી પોતાના કપડાં પેહેરવા તે હાથમાં પકડયાં, તો જોએ શું કે, તે જરશીન કપડાં તો તમામ ગેરદે કરી ભરાઈ ગએલાં તથા તે ખાકના ઉડવાથી એોકાબ જાનવરની આંખમાં પર બંધાઈ ગયાં હતાં. તે વગેરે તે ખાક હવા ઉપર ઉડતી ઉડતી જે જંગલમાં શીમોરગ રહેતું હતું; તીયાં જઈ પોંહોંચી, તેથી તે શીમોરગે જાણયું કે આએ ખાક, જે મારી તરફ ઉડતી આવેછે તે જેહાન પેહેલવાન રૂસતમનાં રખશ દોડધામ સેવાએ એવી ગેરદ આએ તરફ આવે નહી. એ રવેશ તે નેક અકલનું સીમોરગભી વીચાર કરી કહેતું હતું, તથા તે લડાઇના મેદાનમાંની ખાક જંગલના શેર તથા ચીતાની આંખમાં ભરાઇ, તેથી તે શેર તથા ચીતા ધાભરા પડીને જે જગાએ ઇરાની તથા તુરાની બેહુ પેહેલવાનો લડાઇ કરતા હતા તે જગાએ આવી પોંહોંચયા. જેથી બેહુ તરફનું તમામ લશકર પેલા બેહુ પેહેલવાનોની લડાઇ જોતું હતું તે પડતું મેલીને, તે શેર તથા ચીતાનો તમાશો જોવા લાગું. બાજે હેમક લોકોએ તો પોતાના હાથમાં નેજા તથા છુટભાલડી પકડીને તે શેકારી જાનવરો ઉપર પોતાના ઘોડા જોહોકાવયા. તે વગેરે તે દહાડે બેહુ તરફના પાહદશાહોના દેલ પોતાના નામોચા પેહલવાનોને વાસતે એવાંતો ગમગીન થયાં હતા કે, ગોયા આસમાન ઉપરથી જબરાઇલ ફરેસતો આવીને તે બેહુ પાહદશાહોનો હોશ લેઈ ગોએો હોય, તે મોસાલ તે બેહુ પાહદશાહોનો હોશ બાખતે થઈ ગયો હતો.

હવે પેલી તરફ લડાઇના મેદાનમાં તે બેહુ દલેર પેહલવાનોએ એક બીજાના તન ઉપર એકસો ને હેંસો નેજાના જરબ મારેયા. તે જરબે કરી તે નામદારોનાં બખતરની કડીએ કડી ટુટી ગઈ. અને તે ભારી નેજાના જરબોથી તેઓના તનમાંના બખતરચારણીમી મીશાલ સુરાખદાર થઇ ગયાં, અને તે નેજાનો નોક તેઓનાં લડાઈનાં બખતર સાથે અથડાઇને ટુટી ગઈ. તે ભારી જરબોના લાગવાથી તે બેહુ નામદારોનાં તનમાંથી લોહી તથા પશીનો જારી થયો. તેણે કરી તું કહે ગોયા જેમ થંડોનાં દહાડામાં બાગની અંદર ગુલલાલાનો ચમન નજર આવે તે મીશાલ તે લડાઇનું મેદાન નજર આવવા લાગું. પણ તે બેહુ નામ દારોમાંથી એકુનીબી મોરાદ બર આવી નહી. તેવારે નેજાએ પડતા મે-

લીને તે બેહુ પેહલાવાનોએ સેતાર પોતાની મેઆનમાંથી સમશેર ખેંચી, અને એક બીજા ઉપર ગુસા ભરેલા થઇ ઘોડા જોહોકીયા, અને જેમ કેહર ભરેલું વાદલ પોકાર મારે, તે મીસાલ પોકાર મારીને બીન દેહેશત પોતપોતાની સમશેર એક બીજાઉપર મારવા લાગા. અને ડાબા જમણી પોત પોતાના ઘોડા ફેરવવા લાગા. તે વખત આફતાબનાં તડકાંએ કરી તે બેહુ જબરદસત પેહલવાનોની તલવાર વીજલીતી મીસાલ ચલકવા લાગી, અને તે તલલવારનો સપાસપનો અવાજ બેહુ તરફનાં લસકર તથા પેહલવાનો સાંભલીને પોતાના હાથની આંગલી દાંતમાં પકડવા લાગું. તે બેહુ પેહલવાનનાં તનમાંથી બેસુમાર પસીનો પાણીના ઝરાનો મીશાલ જારી થવા લાગો. તે બેહુ નામદારોની તલવારનો જરબ ઢાલ ઉપર લાગો તેણે કરી તે ઢાલનાં ફુલમાંથી આતશના શોલા ઉઠતા. અને તે તલવારના જરબો મારવાથી બેહુ દેલાવરોની બાજુ આજેજ આવી ગઇ, તે છતાં તે બેહુ નામદારોમાંથી એકનીભી મુરાદ બર આવો નહી. તે બે જંગીઓમાં એક નોજવાન પાહદશાહી બુનીઆદનો તથા બીજો પોતાની જઇફીને પહોંચેલો પણ પુરાતમ પાહદશાહોની બુનીઆદથી ઉતરેલો પેહેલવાન કેહવાતો હતો. પણ તે વખત જોવામાં તો તે બુઢા સુપેહસાલારે તે નોજવાન શાહજાદાને આજેજ કીધેલો હતો. એમ કરતાં તે સમશેરની લડાઈ એવીતો થવા લાગી કે તમામ દહાડોભી ગુજરી ગયો, પણ તે બેઉમાંથી એકુનાં દીલની મોરાદ બર આવો નહી. તે ભારી જરબોના મારવાથી તે બેહુ જબરદસત નામદારોની તલવારની ધારબી બુઠી થઈ ગઈ. તે સખત લડાઇમાં તેઓના ઘોડા દોડધામ કરવાથી આજેજ આવીને પોકાર મારવા લાગા. બેહુ તરફનું તમામ લશકર તથા પેહલવાનો અને પાહદશાહો તે બેહુ પેહલવાનોની લડાઇનો તમાસો જોઇ આજેજ આવી ગયા. એમ કરતાં જેવારે લડાઇના મેદાનમાં તે નામદારોની તલવારોની ધાર બુઠી થઇ ગઇ, તેવારે તે તલવારને ઘડતી મેલીને સેતાબ પોતાના ભારી ગોરજ ઉઠાવીયા. પછે જેહાપેહલવાન રૂસતમે પરથમ અવાજ મારી શાહાજાદા જાદસુમને કહીઉં કે, "અય ઊંધા બખતનાં અફરાસીઆબના બેટા, હવે તું મારા ભારી ગોરજનો જરબ સંભાલ; મગર નહીતો તારૂં તન કુટાઇ જશે, અને તારો બાપ

અફ્રાસીઆબ તારી માહેતમમાં બેસશે." જે વાર શેઈનતંન જાદસુમે તે પીલતંન રૂસતમની જોબાનથી હેવા સખુન સાંભલેયા, તેવાર હશીને પોતાના સર ઉપર આડી ઢાલ પકડી. હેવામાં તેહેમતન રૂસતમે પોતાનાં રખસને દપટાવતો આવીને પોતાનો ગાવીઆંની ગોરજ ઘણાંએક જોરથી જાદસુમની ઢાલ ઉપર મારેયો. શાહેર કહેછે કે તેઓ જરબ જેહાંન પેહેલવાન રૂસતમે જો કોહેકાફ નામના પાહાદ ઉપર મારેયા હતે તો તે પાહાડનાં સરનેભી બારીક સુરમાની મીશાલ કરી નાંખતે, પણ તે તુરકી શેઈનિ તન જાદસુમનાં તનને તે જરબથી કશો એલજામ પોંહોંચયો નહીં. પણ તે ભારી જરબે કરી જાદસુમની ઢાલના તમામ ફુલ બેશી ગયાં, અને તેનાં આંચકાએ કરી જાદસુમની આંખમાંનાં દીદા જેમ કે ખરાશની ઘટી ફરે તે મીશાલ ફરવા લાગાં. અને ગુમરી બાદ ઘોડાની પીઠ ઉપરથી નીચે પડવા ચાહીઉં, પણ સરમને વાસતે સેતાબીથી હોશીઆરી પકડી અને પાછો સાવચેત થઈ પોતાના ઘોડાની પીઠ ઉપર બેઠો રયો. પણ બુઢા જેહાન પેહેલવાન રૂસતમનાં ગોરજનો જરબ તથા તેનો જોર જોઇને તે શાહાજાદો જાદસુમ પોતાના મન સાથે એમ કરી કહેવા લાગો કે, "અય પેદાના કરનાર સાહેબ, એવા બુઢાપાનાવખતમાં એ જાલનો બેટોપોતાના તંનમાં હેવો જોર તથા મરદાંનગી રખેછે, તો જેવાર એ રૂસતમ નોવજવાન હશે તેવાર પોતાના તનમાં કેહેવોએક જોર રાખતો હશે." એ રવેશ પોતાના દેલ સાથે અંદેશો કરી, સાહાજાદો જાદસુમ ઘણો ગુસામાં આવયો. અને અવાજ મારી તાજબખસ રૂસતમને એમ કરી કહયું કે, "અએ ઊંધાં બખતના, તથા બુઢા તંનના અને નોજવાન પેહેલવાનની મીશાલ બાજુમાં જોર ના રાખનાર જાબુલી પેહેલવાંન, હવે આએ મારા ગોરજનો જરબ સંભાલ." એટલું કહી તે શેઈનિ તંન પેહેલવાને પોતાનો ભારી ગોરજ ઉઠાવયો, અને ઘોડાને એડમારી આજર ગોસસપની મીશાલ દપટાવેયો, તે નામદારને એ રવેશ જોશ ભરેલો જોઇ, જાબુલી પેહેલવાને પોતાન સર ઉપર ઢાલ પકડી. હેવામાં તે જાદસુમે તેહેની મોકાબેલ આવીને પોતાના બેઉ હાથે તે ગોરજનો દસતો પકડી જેમ લુહાડ લોકો પોતાના સર ઉપર હથોડો ફેરવીને હેરન ઉપર મારે, તે મીશાલ નામદાર રૂસતમ-

ની ઢાલ ઉપર તે ગોરજનો જરબ મારયો, તે ગોરજ નહી હતો, તુ કહે ગોએયા આસમાન ઉપરથી ભારી મહોટો પાહાડ આવી પડયો હોય, તે મીશાલનો અવાજ નીકલયો. એ રવેશ તે જાદસુમે ભારી જબરદસતીથી જરબ મારયો હતો, તેના આંચકાએ કરી જેહાન પેહેલવાન રૂસતમનાં તકાવર રખસની કમર કમાનની મીશાલ વાંકી વલી ગેઇ, પણ તે જેહાન પેહેલવાન રૂસતમ એવા ભારી જરબને પોતાની ખાતેરમાં લાવયો નહીં. તેવાર તુરકી જાદસુમે પોતાનાં દીલથી ઉમેદ કાપી, અને પોતાના જીવની મોહેબતથી નેતડનાં ઝાડની મીશાલ ધુજવા લાગો અને પોતાના દીલમાં વીચાર કરવા લાગો કે, "હું મારા તનમાં જેટલો જોર રાખતો હતો તેટલો જોર કરી મેં રૂસતમના સર ઉપર ગોરજ મારયો, તેણે કરી એ રૂસતમ તો પોતાના દીલમાં ઉલટો કઉવતદાર થયો, ઇઆને ગોસા ભરેલો થઈ મારા જરબને પોતાની ખાતેરમાં લાવયો નહીં. અગરજો હું એવો ભારી જરબ મસત હાથીના સરમાં મારતે તો તે હાથીનાં કાનની રાહે તેનું મગજ કાહાઢી નાંખતે. પણ હવે મેં મુકર જાણયું કે, મારા બાપ પાદશાહા અફરાસીઆબનો સેતારો પુરો નેહેશત થાયોછે, તેથી તેના પેહેલવાંનોનો કસો જોર તથા હોનર ચાલતો નથી. શા વાસતે કે હું પોતે એવો જબરદસત પેહેલવાન કહેવાઉ છેઊં, અને મારો જોર એ બુઢો રૂસતમ પોતાની ખાતેરમાં લાવયો નહી; તો કોઇ બીજો પેહેલવાંન એ જાંગુલીના મેદાનમાં આવશે તેને તો એ રૂસતમ પોતાની ખાતેરમા લાવશે નહીં. અને ઉલતો મશકરી કરીને તેનાં જોર ઉપર તાંનાં જાણીના સખુન બોલશે." એ રવેશ તે તુરકી પેહેલવાન પોતાના દીલમાં અંદેશો કરતો હતો.

એમ કરતાં જેવાર આફતાબની સુનાંની ઢાલને મગરેબનાં તોશખાનાંમાં લેઇ ગયા, અને માહાતાબની સુનાંની બરછી રૂપાંનાં ગલુફ સાથે શીહા દાબડામાંથી બહાર નીકલી, ઇઆને શીહા રાતનો વખત થયો, અને પાકીજે નુર ભરેલો મહાતાબ બહાર નીકલયો. તેવાંર બેઉ તરફના લશરમાં કેટલીએક મસાલો રોશાંન થઇ. અને બેહું તરફથી બેસુમારમશાલે, લડાઇના મેદાનમાંભી લાવયા. તે વાર પછી તે બેહુ પેહેલવાંનોને વાસતે બેહુ તરફનાં લશકરમાંથી ખાણું તથા શરાબ મેદાનમાં લાવી હાજેર કીધો કે

ખાણું ખાઇ શરાબ પીએ તો તેઓનાં તંનમાથી થાક ઉતરી જાય. જેવા રે ખાણું તથા શરાબ આવેયો તેવાર તે બેહુ નામવર પોત પોતાના ઘોડા ઉપરથી નીચે ઉતરીને તે ગરમ ગરમ નાસતો કીધો, અને પેદરપે તરણ જામ લાલ શરાબની નોશ કીધી તેથી તેઓનો જીવ પાછો આશાએશ ભરેલો થયો. પછે તે બેહુ મસત શેરની મીશાલનાં પેહલવાંનો પાછા પોત પોતાના ઘોડા ઉપર સવાર થયા, અને બાજી મરતબે લડાઈ કરવામાં પોતાની બાજુ ખોલી અને માજંદરાંનનાં દેવની મીશાલ પોકાર મારી એક બીજા ઉપર હોમલો કીધો. અને પાછા પોતપોતાનાં ગોરજો ઉઠાવેયા. એવામાં તેહેમતન રૂસતમ પોતાના રખસને રેલવતો આવીશાહાજાદા જાદસુમને એમ કરી કહયું કે, "અય લડાએક પેહેલવાંન સેતાબ સરઉપર ઢાલ પકડ અને આએ માહારા ગોરજને શંભાલં." તેનું એટલું કહેવું કે, અફ્રાસીઆબનાં બેટાએ સેતાબ પોતાના સરઉપર આડી ઢાલ પકડી. એટલામાં તો જાલના બેટા રૂસતમે પોતાનો ગોરજ ઉઠાવી આવી ભારે જોરથી તેની ઢાલ ઉપર જરબ મારેયો. તે જરબથી દલેર જાદ સુમ પોતાના તંનસાથે કમાનની મોશાલ વાંકો વળી ગયો, અને તે ગોરજનાં આંચકાએ કરી તેનાં કાનમાંથી લોહી જારી થયું. અને તે શાહાજાદાનો ચેહેરો પરીની મીશાલ ખુબસુરત હતો, તે આશમાંની જબુનાં રંગની મીશાલનો થઇ ગયો. અને તેનું મગજ લાલ શરાબની ખુમારીથી ભરેલું હતું તે બાખતે હોશ થઇ ગયું, પણ પોતાના નામની શરમને વાસતે દીલમાં હીમત પકડી. અને ગોસા ભરેલા શેહેરની મીશાલ જેહાન પેહેલવાન ઉપર હુમલો કીધો. અને પોતાનો ગોરજ ઉઠાવી તેહેમતન રૂસતમનો ઢાલઉપર મારયો. તે ગોરજનો અવાજ આસમાન ઉપરના શનીશચર સેતારાએ સાંભલયો, તેથી ગોએયા તે શનીશચર સેતારો બાખતે હોશ થાઇને જમીન ઉપર પડવા ચહાતો હતો! તેને જોઇને મંગલ સેતારાના તંનમાં લરજો પેદા થયો. અને તેના ગોરજથી ફરતો આસમાનભી ઘાભરો પડી ગયો હતો. એવો ભારી જરબ શાહાજાદા જાદસુમે મારીયો હતો. તે ગોરજના આંચકાએ કરી જેહાન પેહેલવાન રૂસતમના હાથના નખમાંથી લોહી જારી થયું, અને તે નામદારની ઢાલનાં ફુલ બેશી ગયાં, અને તે ફુલમાંથી આતશનાં શોલા નીકલેઆ તે ભારી જરબ-

થી નામદાર રૂસતમનુ દીલ તપી આવયું, અને મગજ ખેઆલ ભરેલું થઇ ગયું હતું. પણ તે ભારી જરબથી તે દેવોની બાજુનો બાંધનાર તાજ બખસ રૂસતમ એવો તો જોશ ભરેલો થયો, કે જેમ ઝરેહ પરાંકરદ દરીઆવ જોશમાં આવી મોજ મારે તે મીશાલ રૂસતમનું દીલ મોજ મારવા લાગું. અને જેમ સહી, જાનવર, મસત, હાથી, ઉપર હુમલો કરે અને પોતાની ચુંગાલ મારી મસત હાથીને ઉઠાવ લીએ તે મોશાલ તે જાબુલી પેહેલવાંને ચુંગાલ મારી પોતાનો ભારી ગોરજ ઉઠાવયો. અને પાક યજદાન પાશે મદદ માગી આજેજીથી કહેવા લાગો કે, "અય જમીન તથા જમાનાંને પેદા કરનાર પાક સાહેબ, આએ લડાઈમાં મારો નેધેહેબાન તું થા. અને આએ મારા બુઢાપાનાં વખતમાં મારી આબ રૂને તું નેધાહા રાખ. અને એ ભારી દુશમનની ચુંગાલમાથી તું મને છોડવ. તું હમેશાં તારી દરઘાહથી મને જોર બખસેછે, તે મોશાલ આ એ વખત મને જોર બખસ." એ રવેશ તાજ બખસ રૂસતમે પાક યજદાનની નજદીક આએજી કરીને પોતાનાં રખસને એડ મારી, તે તુરકી પેહેલવાન ઉપર હુમલો કીધો. અને પોતાનો ગાવીઆંની ગોરજ જાદસુમની ઢાલ ઉપર મારયો. અને સેતાબ પાછો કેટલાએક કદમ દુર નીકલી ગયો, અને પોતાના રખસની લગામ ફેરવી જાદસુમની તરફ જોવા લાગો. તીઆં જોએ સું કે, પોતાનાં ભારી ગોરજનાં જરબે કરી તે જબરદસત પેહેલવાનના ઘોડાની કમર તુટી ગએલી, તથા તે પાહાડની મીશાલનો ઘોડો તથા જાદસુમ ધુમરીખાઇ જમીન ઉપર પડેલા. તે મામલો જોઇ જેહાંન પેહેલવાન પોતાના દીલસાથે અંદેશામાં પડયો, કે એ માહારા જરબથી શાહાજાદો જાદસુમ મારયો ગયો હશે ! હેવા વીચારમાં તે નામદાર હતો. એટલામાં તો તે સુર ભરેલો શાહાજાદો સેતાબ જમીન ઉપરથી ઉઠી ઉભો થયો. અને પોતાનાની બાજુ ઉપરથી ચાંચી કમાન ઉતારી ચીલો ચડાવેયો અને તીરનાં ભાથરામાંથી એક ખેદંગી તીર તરણ પેકાનનો ખેંચીને કમાન ઉપર ચહડાવેયો. અને ચાહીઉ કે તે તીર રૂસતમનાં રખસ ઘોડાના સીનામાં મારે. તે મામલો જોઈ જેહાન પેહેલવાન રૂસતમ સેતાબ પોતાના રખસ ઉપરથી નીચે કુદી પદયો અને તે રખસ ઘોડાને પોતાનાં ચરવેદારને હવાલે કીધો. પછી તે શીહા

રાતને વખત તુરાણી તથા જાબુલી બેહુ દલેર પાઓ પેઆદા તીરની લડાઈ કરવા લાગા- તે હોનર ભરેલા પેહેલવાનોનાં તીર એક બીજાનાં બખતરમાં લાગતા, તેણે કરી તેઓનાં ફોલાદનાં બખતરમાંથી તથા ગેલાંન શેહેરની ઢાલમાંથી આતશનાં શોલા નીકલતા હતા. તે તીર હવા ઉપરઉ ડતા તેહેનાં પરે, તથા તે પેહેલવાંનોની દોડ ધુપના પાઉની ગેરદે કરી, તે ચાંદની રાતનાં માહતાબનેભી પરદો થયો હતો. તે તુરકી પેહેલવાન રૂસતમની સાથે તીરની લડાઈભી કરતો હતો, ર.ને અવાજમારી પોતાનાં ચરવેદારને એમ કરી કહેતો હતો કે, "મારે વાસતે સેતાબ તુરાની લશકરમાંથી એક બીજો ઘોડો લાવ." એવો હુકમ પોતાના શાહાજાદાની જુબાનથી શાંભલીને તે ચરવેદાર સેતાબ તુરકી લશકરની તરફ ગયો.

હવે આએ તરફ શાહાજાદો જાદસુમ પોતાની કમાન ઉપર તીર ચહડાવીને લડાએક રૂસતમ ઉપર મારતો, તે તીરને આવતો જોઇ જેહાન પેહેલવાન રૂસતમ જમીન ઉપરથી હવાની તરફ ઊંચો કુદીને રદ કરી નાંખતો. અને જેવાર જેહાં પેહેલવાંન રૂસતમ પોતાનો તીર જાદ સુમ ઉપર મારતો તેવાર તે તુરકી પેહેલવાન, બી તેજવખત જમીન ઉપર લેટી જાતો, અને બીજે મરતબે છલાંગ મારી કુદી જઇને રદ કરી નાખતો. એ રવેશ તે બુહુ પેહેલવાન પોતાના હોનરથી તીરઅંદાજી કરતા હતા. એમ કરતાં તે બેહુ નામદાર થાકીને સોસત થઈ ગયા, અને તેઓનો બાજુભી આજેજ આવી ગેઈ, અને તે નામદારોનાં ભાથરા તીરથી ખાલી થઈ ગયા, અને મોહોડાં કફ ભરેલાં, તથા તન ખાક ભરેલાં થાયાં, અને પાણી વગેરે જોબાન સુકાવા લાગી. હેવાંમાં પેલો ચરવાદાર તુરાણી લશકરમાંથી એક ભારી ઘોડો લઇને શાહાજાદા જાદસુમની નજદીક આવી પોંહોંચયો. તે ઘોડાને જોઇ તુરકી જાદસુમ પોતાના દીલમાં ખુશી થયો, અને દલેરીથી કુદીને સેતાબ તે ઘોડા ઉપર સવાર થયો. તેવાર તાજ બખસ રૂસતમેભી પોતાનો રખસ ઘોડો પાછો મંગાવી તે જરરીન જીનના ઘોડાની પીઠ ઉપર સવાર થયો. પછે સેતાબ પોતાની બાજુ ખોલીને કમંદનો ફાંધો ઉઠાવયો. પછી બેઉ પેહેલવાને એક એક ઉપર કમંદના ફાંધા નાંખયા અને પોત પોતાના ઘોડાઓની લગામ ફેરવી.

એક બીજાને પોતાના લશકરની તરફ ખેંચવા લાગા. તેણે કરી કબીતો તેહેમતન રૂસતમના હાથ ઉપર જાદસુમનો ઘોડો પાછલે પગે દસ કદમ હતી આવતો, અને કબી જાદસુમ પોતાની કમંદનો છેડો પકડી તુરાણી લશકરની તરફ ખેંચતો તેથી રૂસતમનો રખશ પાંચ કદમ પાછો હઠી આવતો. એ રવેશ તે બેહુ નામીચા પેહેલવાંન એક બીજા ઉપર કશા કશીથી જોર કરતા હતા. તે જોર કરવાએ કરી તે નામદારોની બાજુ આજેજ આવી ગઈ, અને આકેબત તે કમંદબી તુટી ગઈ, પણ તેથી કોઈ પેહેલવાનને કશો ફાયદો થયો નહીં. અને તે કમંદનાં ખેંચવા ઉપર જોર કરવાથો તે બેહુ નામદારોનાં હાથની હથેલીઓ છોલાઈ ગઇ, અને લોહી નીકલવા લાગું. તેણે કરી તે બેહું નામવરોનાં પોહોચા કમજોર થયા. અને તે બેહુ દેલાવરનાં શરમાંથી ગોસો તથા તનમાંથી જોર ભી કમ થઈ ગીયો. એમ કરતાં તે લડાઈમાં તમામ રાત ગુજરી ગઈ અને દુનીઆંને રોશન કરનાર આફતાબ સેતાબી કરતો પહાડનાં સર ઉપર આવેયો, ઇઆને આફતાબ જાહેર થયો. તેવાર પેલા બેહુ પેહેલવાંનોએ જરા આશાએસને વાસતે પોતપોતાના ઘોડાઓની લગામ ખેંચી પકડી ને દુર જઈ ઉભા. એવામાં બેહુ તરફના લશકરમાંથી તે નામદારોને વાસતે ખાણું તથા લાલ શરાબ આવેયો, તેહેવાર તે ભુખેઆ શેરો પોતપોતાના ઘોડાની પીઠ ઉપરથી નીચે ઉતરેયા, અને તે ગરમ ગરમ ખાણાનો નાસતો કીધો અને તંનમાં કઉવતનો બખસનાર લાલ શરાબની તરણ તરણ જાંમોનોશ કીધી.

એમ કરતાં જેવાર એક નેજાવાર આફતાબ માથે આવેયો. તેવાર બેહુ પેહેલવાન પાછા પોત પોતાના ઘોડા ઉપર સવાર થયા, અને તે કીનાનાં મેદાંનમાં બીજે દાહાડે નવેસરથી લડાઇને વાસતે પોતપોતાની બાજુ ખોલી. પછે સેતાબ પોતાનાં ભારી ગોરજ ઉઠાવેયા, અને જેમ કે મસતી ભરેલા બે હાથી એક એક ઉપર ગુસાથી હુમલો કરે તે મીશાલ હુમલો કરીને પોતાનાં ભારી ગોરજ એક બીજા ઉપર મારવા લાગા. તેઓનાં ઘોડાઓની દોદ ધુપથી જમીનભી આજેજ આવવા લાગી, અને તે ઘોડાઓ સુર ભરેલા થાઈ હરણવા લાગા તેણે કરી આસમાનભી ગાભરો પડી ગયો ! તે બેહુ નામવરોનાં ગોરજના દરંગાં દરંગીનો અ-

વાજ સાતમા આસમાન ઉપર જાઇ પોહોંચીયો!. તેનો તમાશો જોવાને વાસતે બેહુ તરફના પાદશાહો તથા પેહેલવાંનો હાથમાં નાગી તલવાર પકડીને હરોલમાં આવી ઉભા. શા વાસતે કે તે નામીચા પેહેલવાનોમાં થી હરેક કોઇની બાજી કંમ નજર આવે તો તે પેહેલવાંન ઉપર શાંમી તરફનું લશકર ગલબો નહી કરે. પણ તે બેહુ નામદારતો જેમ મસતી ભરેલા શેર એક બીજા ઉપર ગલબો કરે, તે મીશાલ કોસેસ કરી એક બીજા ઉપર ગોરજનાં જરબ મારતા હતા. તે બે જંગી દલેરોની ગોરજ બાજીની લડાઈ જોઇને બેહુ તરફના પેહેલવાંનોનાં દેલ તપવા લાગાં. અને તેઓ એક બીજાને એમ કરી કહેવા લાગા કે, "હમોએ ઘણીભી ગોરજબાજીની લડાઇ કીધીછે, તે કરતાં બાજે પેહેલવાંનોની ગોરજ બાજીની લડાઇ જોઇછે, પણ એવી સખત લડાઇ હમોએ કીધી નથી, તેમજ નજરે પણ જોઇ નથી." એ રવેશ સરવે કોઇ એક બીજાને કહેતા હતા. હવે પેલી તરફ કીનાના મેદાનમાં જેહાંન પેહેલવાંન તાજબખસ રૂસતમ અને પાદશાહા અફ્રાસીઆબનો બેટો રોઇનતન જાદસુમ એ બુહુ નામીચા પેહેલવાનોએ હેવોતો સખત લડાઇ ઉઠાવી હતી કે, પોતપોતનાં જીવથી ઉમેદ કાપી ને બીદેહશત એક બીજા ઉપર ગોરજ મારતા હતા. તે ભારી ગોરજોના હવાજ આસમાનના સેતારાના કાનમાં જાઈ પોંહોંચેયા, તેથી સેતારાભી એક બીજાને એમ કરીને કહેતા હતા કે, "એ બેઉ પેહેલવાનો જે ગોરજ બાજીની લડાઇ કરેછે, તેમાં એક તો નવજવાનછે, તથા બીજો પોતાની જઇફીને પોહોચેલો છે, પણ શાબાશ છે કે એ બુઢો પેહેલવાન પોતાની જઇફીના દહાડામાં મરદાને મરદની મીશાલ પોતાની બાજુમાં હેવો જોર રખેછે કે, નોજવાન પેહેલવાનને પોતાના બુઢાપાના કઉઅતે કરી આજેજ કીધોછે." એ રવેશ આસમાનના સેતારાભી સખુન બોલતા હતા! શાહેર કેછે કે, તે દહાડે રયેનાં મેદાનમાં તે બેહુ નામદાર પેહેલવાનની ગોરજ બાજીનો લડાઇ નહી હતી, તુ કહે ગોએયા લોહાર લોકોનુ બજાર હતું. કે જેમ લોહાર કારીગરો પોતાના હથોડા હેરણ ઉપર મારે તે મોશાલ ધમાધમનો અવાજ તે ગોરજ બાજીથી નીકલતો હતો. એ રવેશ તે બેહું નામવરોએ એક બીજા ઉપર ગોરજ મારેઆ, તેણે કરી તે બેહું નામવરોના ગોરજનાં દસતા ક-

માનની મીશાલ વાંકા વલી ગયા. અને જેમ કે ઘોડા દોડે અને થાકીને કુફારા મારે, તે મીશાલ તે પેહેલવાંનોનાં મોહડામાંથી તથા નાખમાંથી દમના કુફારાનો અવાજ નીકલતો હતો. અને તેઓના બદનમાથી બો સુમાર પશીનો તથા લોહી નીકલતું, તેણે કરી તે નામદારોનું બખતર તથા પગમાનાં મોજાં ભીજાઇને તર થઇ ગયાં હતાં. તે દલેરોની સવારીના ઘોડા દોડવાથી આજેજ થઇ જમીન ઉપર પડવા ચહાતા હતા. અને તે ઘોડાઓની નાલ પથર સાથે અથડાઇને નીકલી ગએયાથી તેઓ અસકત થઈ પડીયા હતા. એ રવેશની સખત લડાઇ કીધી, પણ તે બેમાંથી કોઇ નાંમદાર પાછો હઠેઓ નહીં, અને તેઓનાં દેલની મોરાદભી બર આવી નહીં. એમ કરતાં જેહાંનનો ફરનાર આફતાબ મગરેબનાં પાહાડમાં ગયો, અને માહાતાબનો પાદસાહા સેતારાઓના ઉગમણનાં મોલકમાંથી રૂપાણી ઢાલ સાથે બાહાર નીકલયો, ઇઆને સીહા રાતનો વખત થયો તેથી સેતારા તથા મહાતાબ પોતાના દબદબાથી બાહેર નીકલેયા. તે વાર તે કીનાનાં મેદાનમાં બેહુ પેહેલવાંન પોતાનાં ગોરજ પડતા મેલીને એક બીજાને એમ કરી કહેવા લાગા કે "અય લડાએક શેહરમરદ હવે આપણાં તમામ હથીઆરતો રદ થાએઆં, તેથી હવે કુસતીની લડાઈ લડીએ, અને જોઇયે કે એ ફરતા આસમાંનથી સુ બને છે? અને કોણનાં દેલની મોરાદ મોઆફેક કામ થાએ છે." એવો એતેફાક કરી તે બેહુ નામદારો પોતપોતાના ઘોડાની પોઠ ઉપરથી નીચે ઉતરેયા, અને પોતાના બખતરની દામન ગેરદાન વાલવા લાગા. તે લડાએક મામલો જોઈ બેહુ તરફનાં લશકરમાં એટલી તો મશાલ રોશન થાઈ, કે તે રોશનીથી તું કહે ગોએયા રોશન મહાતાબની ચાંડની પણ છુપાઈ ગેઈ હતી. અને તે મશાલની રોશનીનાં તાપથી દલેર સવારનાં તંનમાંથી પશીનો નીકલવા લાગો, તે વગેરે તે જંગલમાં જે લીલાં ઝાંડ હતાં તેનાં પાતરાંભી સુકાઇને જમીન ઉપર ગલવા લાગાં! તથા બાજે ઝાડ ઉપર પરંદાં જાનવર બેઠેલાં હતાં તેભી તે મશાલની રોશનીના તાપથી કબાબની મીશાલ ભુજાઇને જમીન ઉપર પડવા લાગાં. તથા બાજે જાનવર રોશન રોજનું તડકુ જાણીને પોતાનાં માલામાંથી જમીન ઉપર ઉતરીને દાણા ચુની ખાવા લાગાં. તથા શેકારી જાનવરો

હર તરફ દોડ ધુપ કરી પોતાનો શેકાર મારી ખાવા લાગાં. એ રવેશ લડાઇના મેદાનમા તથા બેહુ તરફનાં લશકરમાં બેસુમાર મશાલની રોશનીઓ થાઈ હતી.

---

## હેકાયત લખીછે કે, કુસતી લડેઓ જેહાન પેહેલવાન રૂસતમ શાહાજાદા જાદસુમ સાથે અને મારયો ગોઓ દલેર જાદસુમ તેહમતન રૂસતમના હાથ ઊપર.

---

હવે એ તરફ કીનાનાં મેદાનમાં જેહાં પેહેલવાન રૂસતમ તથા રોઈનતંન જાદસુમ એ બેહુ દલેર પેહેલવાંન મસત શેરની મીસાલ કુસતીની લડાઇમાં વલગેયા અને એક બીજા ઉપર બેસુમાર જોર કરી પોતાનો હુનર અજમાવવા લાગા, અને જેમ શેકારી ચીતા ગોરખર ઉપર પોતાની ચુંગાલ મારે, તે મીશાલ બેહુ પેહેલવાંનો એક બીજા ઉપર ચુંગાલ મારવા લાગા. અને પોત પોતાના જમણા હાથે એક એકના કમરબંદ પકડયા, અને દાવે હાથે એક બીજાની ગરદન પકડી, અને પોતાના કઉઅતથી એક બીજાને ઉઠાવવા લાગા. પણ તે બેહુ નામદારો ગોયા બે મસત પાહાડ એકઠા થયા હતા. ઇઆ બે શાહીં જાનવર એક એક સાથે વલગેયા હતા. ઈઆ બે કોલજમનાં દરીઆવના મગરમછ પાણીમાં મસતી કરતા હતા. ઇઆ બે જંગલમાંના મસત હાથી એક જગાએ એકઠા થઇને એક બજાને ટકર મારતા હતા. ઇઆ જંગલમાંના બે શેર એક જગાએ એકઠા મલી એક બોજા ઉપર હોમલો કરતા હતા. ઇઆ બે ઝેરી અજદહા એક એક સાથે લપેટાઈ પેચ ખાતા હતા. એ રવેશ તે બેહુ નામદાર એક બોજા ઉપર જોર કરતા હતા, પણ તે બેહુમાંથી કોઈ એક બીજા ઉપર ગાલેબ આવેયો નહીં. તેવાર પોતાની આંખના અબરૂ ચહડાવી એક બીજાની ગરદન ઉપર મુકી મારવા લાગા. તે બેહુ નામવરોની મુકીઓનાં જરબ નહીં હતા, ગોયા ભારી ગોરજનાં જરબ એક બીજા ઉપર આવતા હતા. એવો જબરદસત મુકીઓ મારવાએ કરી તે બેહુ પેહેલવાંનનાં હાથની હથેલી ફાટીને લોહી જારી થવા લાગું; પણ તે બેહુ સરકસ પેહેલવાંનો એક બીજા ઉપર મુકીઓ મારવાથી પોતાનાં

હાથ પાછા નહીં ખેંચતા હતા. પણ વધારે મસતીમાં આવીને એક બીજાની ગરદન તથા પીઠ ઉપર મુકીઓ મારતા હતા, અને એક બીજા ઉપર હુમલા કરતા હતા. બાજે મરતબે જેહાંન પેહેલવાંન રૂસતમ જંગી જાદસુમને કેટલાએક કદમ પાછલે પાંઉએ હટાડતો હતો, તો બાજે વખત નામદાર જાદસુમ જેહાન પેહલવાન રૂસતમને પાછો હટાડતો હતો. વલી કંઇક મરતબે લડાએક રૂસતમ જાદસુમનું સર પોતાનાં સીનાં તલે દાબીને તે તુરકીને જમીન ઉપર બેસાડતો, તથા કબો તે જાદસુમ પોતાના જોરે કરી તેહેમતન રૂસતમને પીઠમાંથી વાંકો વાલી ગોથણમરીએ જમીન ઉપર બેસાડતો હતો. એ રવેશનો સખત જોર કરવાથી બેહુ સરદાર થાકીને સોસત થાઈ ગીયા, પણ તે કુસતીમાંભી કોઇના દીલની મોરાદ બર આવી નહીં. તેથી એક બીજા સાથે એતેફાક કરી જરા આશાએશને વાસતે તે નામદારો એક એકથી જુદા પડી પોતાના જીવને ખુશી બખસવાને વાસતે પોત પોતાનાં લશકરમાંથી શરાબ મંગાવયો અને તે બેહુ પેહેલવાંનોએ એક એક જામ ભરીને નોશ કીધો. તેવાર પછે નવેસરથી પોત પોતાનાં કમરબંદ તંગ કરી બાંધેયા, અને બીજી મરતબે કુસતીની લડાઈમાં વલગયા, અને એક બીજા ઉપર બેસુમાર જોર કરવા લાગા. તે બેહુ નામદારોની દોડ ધુપે કરી જમીન ઉપરથી ગેરદ ઉડવા લાગી, તેણે કરો તે કીનાનાં મેદાનમાં જે રોશન કીધેલી મશાલ હતી તેની રોશની ઢંકાઈ ગઈ. તે વગેરે જે મશાલચીન લોકો પોતાના હાથમાં મશાલ પકડી ઉભેલા હતા તેઓનાં તંન ગેરદે કરી ભરાઈ ગીઆં. તે કીનાનાં લેનાર બેહુ પેહેલવાનો ગોસસામાં આવી એક બીજા ઉપર તકર મારવા લાગા, તે તકરના મારવાથી તે બેહુ દલેરોનાં સરભી આજેજ આવી ગીઆં, તથા તેઓના તંનમાંથી પાણીની મીસાલ પશીનો ગરવા લાગો, તેણે કરી તે બેહુ પેહેલવાંનોનાં તંન જેમકે કીચલમાં લપટાએઆં હોએ તે મીસાલ પસીનામાં તથા ખાકમાં લપેટાઈ ગીઆં.

એમ કરતાં તે તમામ રાતભી ગુજરી ગેઈ, અને તરીજા દાહાડાની બામદાદ થઇ, પણ તે લડાએક પેહેલવાંનો એકબીજાથી આજેજ થાએયા નહીં. અને દંમ બદંમ ગોસસામાં આવી એક એક ઉપર કીનાંથી

દોડવા લાગા. એમ કરતાં જેવાર એક નેજાવાર આફતાબ માથે આવેયો, તેવાર બદબખત પાદશાહા અફ્રાસીઆબની મોહબત પોતાના બેટા ઉપર દોડી. તેથી પીરાંન વજીરને એમ કરી કહીઉં કે, "અય મારા દાનાઇ ભરેલા પીરાન, તું લડાઇના મેદાનમાં જા, અને મારા બેટા જાદસુમને સમજાવી આપણાં લશકરમાં પાછો બોલાવી લાવ. શા વાસતે કે તે નામદાર થાકીને સોસત થાઈ હારી ગીયો હશે! સબબ આજ તરણ તરણ દહાડા થાએઆ સગજી બચા રૂસતમ સાથે તે મારો પેઆરો બેટો લડાઈ કરેછે, તેથી મબાદા તે મારી આંખના નુરને કાંઇ ખતા પોંહોંચશે, તો મને એ રએનાં મેદાનમાં ઉભુ રહેવું મુશકેલ પડશે. વાસતે તું તાહારી હરેક તદબીરથી તે માહારા બેટાને સમજાવીને મારી નજદીક બોલાવી લાવ. પણ તે મારી આંખની કીકીની મીસાલનાં પેઆરા બેટાને તું એમ કરી કહે જે કે, અય મારા સરદાર, તું એ સગજી રૂસતમ સાથે કાલ રોજે લડાઈ કરજે, પણ આજનો દહાડો તું તાહારા બાપનાં લશકરમાં આવીને તારા જીવને ખુશી ભરેલો કર. શાવાસતે કે, આજ તરણ દહાડા થાએયા એ લડાઇમાં તારો જીવ રંનજીદા થાએછે માટે આજનો દાહાડો તું તાહારા જીવને આસાએસ આપ. એ વગેરે તારી દાનાઇમાં આવે તેવા સખુનો કહી સમજાવીને તે માહારા નુરચશમ બેટા જાદસુમને મારી નજદીક બોલાવી લાવ." જેવાર સુપેરસાલાર પીરાંને પોતાના પાદશાહા અફ્રાસીઆબની જોબાનથી હેવા સખુન સાંભલેયા. અને તે પાદશાહાની મોહોબત પોતાના બેટા ઉપર પુરીદીથી, તેવાર સેતાબ પોતાનો ઘોડો લડાઇના મેદાનમાં જોહોકાવેયો, અને વતોલીયાના વાએની મીસાલ જે જગો ઉપર જાબુલી રૂસતમ તથા જાદસુમ એ બેહુ પેહલવાન લડાઇ કરતા હતા તે જગોએ આવી પોંહોંચીયો. તે દેખાવ ઇરાણી લશકરમાંથી બુઢા જાલેજરે દીઠા, કે વેશેનોબેટો પીરાન મેદાનમાં આવેછે. હેવો મામલો જોએઆથી બુઢા જાલેજરનું દેલ પોતાના તેહેમતન બેટાને માટે જોશ ભરેલું થાઇઉં, તેથી ઇરાણી લશકરમાંથી પોંતે જાલેજરભી મેદાનમાં નીકલયો. હવે પેલી તરફથી જેહેવાર બુઢો પીરાન શાહાજાદા જાદસુમની નજદીક આવયો, તેહેવાર અવાજ મારી શીરીન જોબાનથી પોતાના શાહાજાદાને એમ કરી કહેવા લાગો કે, "અય દાનાઇ ભરેલા શાહા-

જાદા, પેહેલવાંનોનાં પેહલવાન રોઇનતંન જાદસુમ, આજે તુંને એ કીનાનાં મેદાનમાં લડાઇ કરતાં તરણ દહાડા થયાછે, અને તે ઘણીભી કોશેશ કીધી, પણ તમો બેહુમાંથી એકુની મોરાદ બર આવી નહી, માટે તમો બેહુ નામવરોએ આજરોજે કુસતીની લડાઈ મોકુફ કરો, અને કાલ રોજે નવેસરથી લડાઇ સરૂ કરજો. શાવાસતે કે, તમો બેહુ સરદારો આજે પોતાનાં જીવથી આજેજ આવી ગીયાછો, તેથી આજનો દહાડો તમો મજલેશ કરી પોતાનાં જીવને આસાએસથી ખુશી ભરેલો કરો. અને કાલ રોજે મેદાનમાં આવી એક બીજા સાથે જોર અજમાવજો, કે એ ફરતો આસમાન જેહેને બાજી આપશે તે પોતાનું નામ ઉઠાવશે. વાસતે હવડાં તો તમોને એ કુસતીની લડાઈ મોકુફ કરવી જોઇએ."

જેવાર શાહાજાદા જાદસુમે દાનાઈ ભરેલા પીરાન વજીરની જોબાનથી હેવા સખુન સાંભલેયા, તેહેવાર વેંશોના બેટા પીરાંનને તે શાહાજાદાએ એમ કરી કહયું કે, "અય દાનાઈ ભરેલા પીરાન, તુને કોણ બેવકુફ કમબખતે એ તરફ કીનાનાં મેદાનમાં એ રવેશ કેહેવાને વાસતે મોકલયો છે. તું જાણતો નથી કે જે જગો ઉપર બે મસત ચીતા અથવા બે દલેર લડાઈ કરતા હોએ તીયાં કોઇ તરીજો સખસ આવી શકે નહીં. તે કરતાં દાના લોકો ફરમાઈ ગયા છે કે, જે પેહલવાન આજેજ થાએયો હોએ તે પેહેલવાન હીલાં બાહાના કાહાડી એમ કરી કહે, જે આપણ કાલ રોજે લડાઈ કરીશું. એ રવેશ જે કોઇ પેહેલવાની નામ ધરાવનાર સખસ પોતાને મોહોડે બોલે તો તેવા સખસની પેહલવાની ઉપર ફીટકાર છે! વાસતે અય પીરાન, તું એ મેદાનમાંથી સેતાબ પાછો જા, હું કાંઈ એ લડાઇમાં આજેજ થાએયો નથી." જેવાર શાહાજાદા જાદસુમની જોબાનથી દાનાઈ ભરેલા પીરાને હેવા સખુન સાંભલેયા તેવાર તે દાનાઈ ભરેલા વજીરે તે શાહાજાદાની હીમત ઉપર આફરીન કીધી. અને એમ કરી કહયું કે, "અય તુરકસતાનનાં પાદશાહના બેટા, તુંને તારા બાપની દોઆથી પાક યજદાન સાહેબ ફતેહેમંદી બખસજો અને તારા દેલની મોરાદ બર આવજો." એ રવેશ પીરાન વજીર પોતાના શાહાજાદા ઉપર દોઆ કરતો હતો. હેવામાં તે જગો ઉપર બુજોરગવાર જાલેજર રેલના પાણીની મીસાલ પોતાનો ઘોડો દપતાવતો આવી પોહોંચે

યો. અને અવાજ મારી પીરાનને કહેવા લાગો કે, "અય ઊંધાં બખ્તના જાદુગર અફ્રાસીઆબનાં જોલમગાર વજીર, તું જાણતો નથી, કે જે પાદશાહા થઈને જાદુઈનાં કામ સીખે, અને આલમના લોકોનાં સર ઉપર જોલમનું ઝાડ રોપે તો તેની દોઆ તે પાક યજદાન સી રવેશ કબુલ કરે ? અને તે જાદુગર પાદશાહની દોઆથી તેના પેહલવાંનને ફતેહેમંદી તે કેમ હોએ. તે કરતાં તું તારી જેહેર ભરેલી નજરે જોએછે કે, જો પાક યજદાન તારા બેદાદગર પાદશાહા અફ્રાશીઆબની મદદ કરતો હોએ તો, એ રેઅનાં મેદાનમાંથી તું તથા તારો પાદશાહા વખતે વખત રોશવાઈ ભરેલા થાઇ નાશી કેમ જાઓછો ? વાસતે એવા જાદુગર તથા જોલમનાં પેશાનાં કરનાર પાદશાહ તથા પેહલવાંનોને હરગેજ ફતેહેમંદી હોએજ નહીં. જેહેનો પાદશાહા રોસન બખ્તનો અને પાકીજે મજહબનો તથા પાક તંનનો હોએ, તે પાદશાહાની દોઆ પાક સાહેબ હર ઘડી કબુલ કરે, અને તે દોઆની બરકતથી તેના પેહલવાંનોનેભી ફતેહમંદી હોએ. તે કરતાં તું જેવા જુથા ચાપલોશી ભરેલા અને જાદુગર પાદશાહાની તાબેદારીનાં કરનારની દોઆ પાક યજદાનની દરગાહામાં હરગેજ કબુલ થાએ નહીં. વાસતે તું એ લડાઇના મેદાનમાંથી સેતાબ તારૂં મોહો ફેરવીને તે બેદાદી ભરેલા અફ્રાસીઆબની તરફ સેતાબ પાછો જા, મગર નહી તો આએ મારો તેજ શમસરે કરી તારા જીવથી ગેરદ કહાડી નાંખશ."

એ રવેશના તેજી ભરેલા સખુન બુજોરગવાર જાલેજરની જોબાંન થી સાંભલીને પીરાન વેશે ગોસસામાં આવયો, અને બુઢા જાલેજરને એમ કરી કહેવા લાગો કે, "અય સુમીઅત ભરેલા અને બદ શેકલ સગજીની બુનીઆદનાં બુઢા જાલ, હું શું કરૂં ! કારણ કે આએ વખત હું માહારા શાહાજાદા જાદસુમને સમજાવા સારૂ આવેયો છું, અગર જો લડાઈ કરવા આવયો હતે તો તારૂ સર કાપીને મારા પાદશાહા અફ્રાસીઆબની નજદીક લેઈ જાતે." જેવાર બુજોરગવાર જાલેજરે પીરાનની જુબાનથી હેવા સખુન સાંભલયા તેવાર ગોસસામાં આવીને સેતાબ પોતાની તલવાર મેઆનમાથી ખેંચી, અને વેશેના બેટા પીરાન ઉપર હુમલો કીધો. એવામાં જેહાન પેહલવાન રૂસતમે પોકાર મારી પોતાનાં

બુન્જોરગ બાપ જાલેજરને એમ કરી કહયું કે, "અય પેહલવાંનોના સરદાર, આએ વખત એ રખનો હયાં ઉભો કરવો ખુબ નથી. કારણ કે આજ તરણ દહાડા થયા હમો બે પેહલવાન કુસતોમાં વલગયા છયે. અને તેવા વખતમાં તમો એ રખનો ઉભો કરો છો તો એમાંથી કાંઈ માઠું ફલ પેદા થશે." જેવાર દાનાઇ ભરેલા જાલેજરે તેહમતંન રૂસતમની જોબાનથી હેવા સખુન સાંભલયા, તેવાર પોતાના ઘોડાની લગામ ખેંચીને તે જગોથી પાછો ફરયો. તે બુન્જોરગવારને પાછો ફરેલો જોઇ પીરાન વજીરભો તે જગોથી પાછો ફરી સેતાબ પોતાના લશકરમાં આવયો. અને મેદાનમાં જે કાંઈ બીના બની હતી તે તમામ બીના બેઆંનવાર પોતાના પાદશાહા અફ્રાસીઆબની નજદીક કહી શંભલાવી. હવે પેલી તરફ નામનો ઉઠાવનાર જેહાંન પેહલવાન રૂસતમ તથા રોઇનતંન જાદસુમ એ બેહુ લડાએક પેહલવાનો જે કુસતીની લડાઈમાં વલગેય હતા, તે બેહું નામવરો એક બીજાના કમંર બંદ પકડીને જમીન ઉપર, થી ઉઠવા ચાહાતા હતા. તે બેહુ પેહલવાંનો એક એક ઉપર જોર નહી કરતા હતા, તું કહે ગોએયા બે દરીઆવ એક જગા એકઠા થઇ મોજ મારતા હતા. ઇઆિ બે મસત ગેણ્ડા એક બીજા ઉપર ટકર મારતા હતા. ઇઆિ બે સાંહાડ એક બીજાને પોતાનો જોર દેખાડવાને દોર દપટ કરતા હતા. ઇઆ બે વાડલ બાહારના વખતમાં પોકાર મારતા હતા. ઇઆિ બે ઓકાબ જાનવર ગોસસા ભરેલા થાઈ એક બીજા ઉપર ચુંગાલ મારતા હતા. એ રવેશ તે બેહુ નામદારો એક એકના કમરબંદ પકડીને એક બીજા ઉપર કોશેસથી જોર કરતા. કબી પીલતન રૂસતમ કોશેસ કરી જાદસુમને જમીનથી અતરંગ કરતો, અને કબી જાદસુમ તે રૂસતમને અતરંગ કરતો હતો. એ રવેશનો કોશેસ તે બેહુ નામવરો કરતા હતા. એમ કરતાં બપોરનો વખત થયો તોહોબી બેહુંમાથી કોઈ પેહોલવાન એક બીજા ઉપર ગાલબ આવેયો નહીં. તેવાર તુરકી જાદસુમી પોતાના દેલ શાથે અંદેશો કરવા લાગો, અને પાક યજદાંનને એમ કરી કહેવા લાગો કે, "અય બારેતાલા, હવે હું એમ કરી જાણુંછું કે માર આખેર નજદીક આવો છે. હમના સુધીમાં મારી ઉમર એકતીસ વરસની થઇછે, અને હું જાતે ઘણોભી જોરમંદ અને કવીબાજુનો કેહેવાઊં

છું, અને આજ તરણ દહાડા થયા માહારી જાતી કોશેસથી લડાઈ કરૂ છું, કે હું એવા બબરની ચુંગાલમાંથી છુટું. પણ એ રૂસતમની લડાઇ તો મને ગોયા આસમાન જેવી બુલંદ નજર આવે છે! અને હવે દમબદંમ મારા તનમાંથી જોર પણ કમતી થતું જાયછે. વાસતે અય દાદગર સાહેબ, હુ કાંઈ મારા બાપની મીસાલ તારો ગુનેગાર નથી! અને હું કાંઈ જાદુઈનાં કામ શીખ્યો નથી! અને મેં બગેર તકશીરે કોઇ શાહાજાદાને જખેહે પણ કીધો નથી. હું જેવાર એ કીનાના મેદાનમાં પેહેલવેલો આવેયો તેવાર મે મારા બાપની બેદાદી ઘણી સાંભલી હતી, તેથી મેં તેનું સર કાપવા ચાહીઉં હતું. પણ રખેને કોઈ ચઉદમું રતન દલીદરને પેટે પેદા થાતું, કારણ કે હું ગોયા ચઉદમું રતન કહેવાઉં છેઉં, અને મારો બાપ અફરાસીઆબ પશંગને પેટે દલીદર પેદા થાયોછે. અને તે નેક ખાનદાનનાં પાદશાહાને એબ લગાડીછે. મારી કમબખતીનાં દહાડા એ મને ઇઆદ કીધો, તેથી હું એ બદબખત બાપના બુરા સાએયા તલે આવેયાછું. અને એ બદ બખત બાપના બુરા ગરેથી આકેબત હું બલાનાં ફાંદામાં પડયો છું, પણ મને હવે એવું નજર આવે છેકે, હું એ જાબુલી રૂસતમની ચુંગાલમાંથી છુટવાનો નથી." એ રવેશ દેલાવર જાદસુમ અંદેશો કરી પાક યજદાનની નજદીક ફરીયાદ કરી કહેતો હતો.

હવે એ તરફ જેહાં પેહેલવાન રૂસતમ પોતાના દેલમાં આજેજ આવી નાઉમેદ થઇને યજદાનતાલાની દરગાહામાં ફરોયાદ કરી કહેતો હતો કે "અય પેદાના કરનાર પાક સાહેબ, હું એ જાદસુમની લડાઇથો આજેજ આવી ગયો છઉં! કે, હેવો આજેજ હું માહારા બેટા નામદાર સોહરાબની લડાઇમાંભી નહી આવેયો હતો. તે માહારા સરફરાજ બેટાના બેટા શેહરમરદ બરજો સાથેભી લડાઇના મેદાનમાં મેં હેવો જોર નહી કીધો હતો. તથા ચોતાની બશલતનો કેરશાસપસાનો સાથેભી લડાઇ કરતાં હું હેવો આજેજ નહી થાયો હતો. અય દાદના લેનાર સાહેબ, એ જાદસુમની લડાઈ આગલ તો મેં માજંદરાનમાં સુફેદ દેવ સાથે લડાઇ કીધો હતી તેભી હું ભુલી ગયો છેઉં. વાસતે અય કુદરતવંત સાહેબ, જેવી તું હમેશાં મારી આબરૂં રાખેછે તેવી આએ લડાઇમાં મારા બુઢાપાના વખતમાં પણ તું રાખજે. અને એ જાદસુમનાં કીનાના મેદાનમાં

મેં આ મારા બબરેબેઆંનનાં છેડાને ગાંઠ મારે હાથે બાંધેલો છે, ઇઆ ને મેં મારા બખતરની દામાન ગેરદાંની બાંધીછે, તે તું મારેજ હાથેજ છોડવજે. અગરજો હું આએ લડાઇમાં એ જાદસુમનાં હાથ ઉપર મારેઓ જાશતો ખેર છે, પણ મારા જોવામાં એ જાદસુમનો હમનબરદ કોઈ બીજો તાહારા ફરમાનબંદા પાદશાહા કેખોસરોનાં લશકરમાં નથી. અય પાક સાહેબ, હું એ તુરકી પેહેલવાન સાથે ઘણીભી કોસેસ કરૂંછું અને ચાહુંછું કે, એ પેહેલવાંનને હું કુસતીમાં ઉઠાવીને મારૂં, અને બેઉ બાજુ બાંધીને નેક સેતારેનાં પાદશાહા કેખોસરોની નજદીક લેઈ જાવું, તો મારૂ નામ જેહાનમાં સરફરાજ થાએ, અને એ રએનાં મેદાનમાં આજ કેટલાં એક વરશ થએઆં ખુનરેજી ચાલી જાએછે તે બરતરફ થાએ. વાસતે અય દાદવંત સાહેબ, તું દાના દુરબીન છે અને હું તારો ખાકી બંદો છેઉં, તેથી મારે ઉપર જેવી તારી રહેમ છે તેવીજ રાખજે." એ રવેશ તે જાલનો બેટો રૂસતમ આજેજીથી અંદેશો કરી પાક યજદાનની આગલ મદદ માગતો હતો. હવે એનો શાએર એમ કરી કહેછે કે, તે રોઇનતંન જાદસુમને વાસતે મેં દાના લોકોને મોહોડેથી એમ કરી સાંભલીઉં હતું કે, તે નામદાર જાતે ઘણો દેલાવર હતો, પણ જેની કુઉવત એ ફરતો આસમાન ઉઠાવી લીએ અથવા જેનું બખત એ દુની આના તખત ઉપરથી ઉઠી જાએ તેહેવાર તે જાતે ઘણોભી કવી હોએ અને ચાર ખુટ ઇઆને ચેહારો દશાની પાદશાહી તેના તાબામાં હોય, પણ જેનું બખત ફરે તેને કોઈ મદદ આવેજ નહી. વાસતે અય દાના ઈ ભરેલા મરદ તું તારી નજરે જો, કે તે જાદસુમે એ જાબુલી રૂસતમ સાથે શી રવેશની મરદાનગીથી લડાઇ કીધી અને તેના ઉલતા સેતારાની ચાલથી તે દેલાવર ઉપર સું નીપજીઉં, તે તું તારી નજરે જો.

હવે જેહેવાર જાદસુમ તથા જેહાં પેહલવાન રૂસતમ એ બેહુ નામદારો એક બીજા સાથે કુસતીની લડાઈમાં કશાકશી કરતા હતા, તેવાર બેહુ તરફના પાદશાહો તથા તેઓનાં નામીચાં પેહલવાનો વગેરે તમામ લશકર તે બેહુ નામદારોની કુસતીની લડાઇનો તમાશો નેગાહ કરી જોતા હતા. એમ કરતાં શાહાજાદા જાદસુમના બખતે એ જેહાંનથી ઉઠી જવાને વાસતે ઘણી તાકીદ કીધી તેથી તે સરફરાજ જાદસુમનાં હાથ તથા

પગ એકાએક નાતવાન થાઇ ગયા, અને તે શાહાજાદાએ પોતાના દેલમાં એમ કરી જાણીઉં કે, મારા હાથ તથા પગ કોઇ જાદુગરે પોતાની જાદુઇથી બાંધી લીધા છે. એ રવેશ પોતાનાં દેલ સાથે વીચાર કરી તે પેહલવાંન પુરો ના મોરાદ થઇ ગયો. પણ તેનું બખત ઊંધું થયું હતું તે તેણે નહીં જાણીઊં, કે હવે પેદાના કરનાર સાહેબે પોતાની કુદરતથી પીલતન રૂસતમને મારે ઉપર ફતેહમંદી બખશી છે, તેના સબબથી હું પોતે કમ જોર થઇ ગયો છું, અને એ જાબુલી પેહલવાનના હાથ તથા પગમાં કઉવત હતો તે કરતાં જીઆદા થઈ છે, એ વાતની તો તે જાદસુમને ખબર હતીજ નહીં. એમ કરતાં જાબુલી રૂસતમ પોતાના દેલમાં જોશ ભરેલો થાયો, અને મસત શેહરની મીશાલ પોકાર મારી જાદસુમને કેહેવા લાગો કે "અય તુરકસતાનના શેર, હવે મરદાનગી અને જોર કરવાવાનો પુરો વખત થયો છે, માટે જેટલુ તારેથી બને તેટલુ તું કરીલે." એટલું કેહીને તેહમતન રૂસતમે પોતાના જમણા હાથની ચુંગાલ મારી અને જાદસુમનો કમરબંદ પકડયો, અને દાબે હાથે તેના પગની રાન પકડી, અને પોતાનું સર તેના સીના સાથે ટેકવીઊં, અને જોબાન ઉપર પાક યજદાનું નામ ઇઆદ કરી તે ભારી તનનાં જાદસુમને ઘણો એક જોર કરી ઉઠાવી લીધો, અને પોતાના સર ઉપર ઊંચો લેઇ જાઇ જેમકે તાંબાની સલાટને જમીન ઉપર નાંખે તે મીશાલ તે જાદસુમને જોરથી જમીન ઉપર નાંખયો, અને જેમકે શેકારી ચીંતો છલાંગ મારી ગોરખરનાં સીનાં ઉપર ચહડી બેસે તે મીશાલ પહેલવાન રૂસતમ તે જાદસુમના સીનાં ઉપર ચહડી બેઠો, અને ચાહીઉ કે તે શાહાજાદાની બેઉ બાજુ બાંધીને તેને જીવતો તાજદાર પાદશાહા કેખોસરોની નજદીક લેઇ જાએ. જેવાર એવો મામલો પેલો તરફ ઊંધાં બખતના પાદશાહા અફરાસીઆબે પોતાના લશકરમાંથી દીઠો, તેવાર ઘાભરો પડીને તુરાની લશકરમાં હોમાન તથા બારમાન જે જેહાન પેહેલવાન કહેવાતા હતા, તેમની ઉપર અવાજ મારી કહયું કે, "અય મારા નામદારો તમો ઉભા રહીને શું જોયા કરોછો ? તમારી સાથે તીશ હજાર સવાર ગોરજ તથા શમશીરનાં મારનાર લેઇને સગજી બચા રૂસતમ ઉપર હુમલો કરો, અને તે નાપેકારના જીવથી ગેરદ કહાડી નાંખો, પણ એવું નહી

થાએ કે તે રૂસતમ મારા બેટાને મુશકે બાંધી ખોહારીથી ખેંચતો ઇરાની લશકરમાં લેઈ જાએ. જેવાર હોમાન તથા બારમાંને હેવો હુકમ પોતાના પાદશાહાની જુબાનથી સાંભલેયા, તેવારે તે બેઉ સરદારો પોતાની સાથે તુરકી લશકરમાંથી તીશ હજાર સવાર પોતાની સાથે લેઇને કીનાના મેદાનમાં તેહમતન રૂસતમની તરફ ધુવાંની મીશાલ ઘોડા દપટાવતા ગયા. તે સવારોના ઘોડાઓની નાલનો ગેરદથી આસમાન ધંકાઈ ગોયો. જેવાર જેહાન પેહલવાન રૂસતમે લડાઈના મેદાનમાંથી એવો મામલો પોતા ઉપર દીઠો, કે તુરાની લશકર મારી ઉપર હુમલા લાવે છે, તેવાર તે નામદારે સેતાબ પોતાનું જેહરી પાણી પાએલું ખંજર ખેંચીઉં, 'અને જેમ નામવર સોરાબનાં સીનામાં મારીઊં હતું તે મીશાલ શેઈનતન જાદસુમનાં સીનામાં મારીઊં, અને એક આંચકાએ કરી તેનો સીનો તથા પેતું ચીરી નાંખીઊં. પછે તે જાદસુમની લોથ તીઆંજ પડતી મેલાને જેહાનપેહલવાન રૂસતમ ખુન ભરેલો થાઇ ચીતાની મીશાલ કુદીને પોતાના રખશ ઉપર સવાર થયો. એવામાં નાપાક તબીઅતનો હોમાન તથા બારમાન પોતાનાં લશકર સાથે તે મેદાનમાં આવી પોંહોંચયો.

---

## હેકાયત લખીછે કે, નીકલયું ઇરાની તથા તુરાની પાદશાહોનું લશકર એક એકની પછવાડે કીનાના મેદાનમાં અને સુલતાની લડાઇ થઈ તેઓ વચે.

હવે પેલા બેહુ તુરકી પેહેલવાનો જોસ કરતા લડાઇના મેદાનમાં આવી પોંહોંચીયા. તીઆં આવતાં વાર તે લોકો જોય શું કે, લડાએક જાદસુમ તે જગો ઉપર મુવેલો હતો. તેજ વખત તે તમામ તુરકી લશકર, કીનામાં આવી પોતપોતાની તલવારો મેઆનમાંથી ખેંચીને જેહાનપેહેલવાન રૂસતમની આસપાસ ફરી વલીઊં, અને જેમ વરસાદની રૂતમાં વાદલ ગલબો કરે તે મીસાલ તે જેહાનપેહેલવાન ઉપર ગલબો કરવા લાગું. તે તુરકીઓને એ રવેશ જોસ ભરેલા જોઇને નામદાર રૂસતમ મસત શેરની મીસાલ હરતરફ હુમલો કરી તે લોકોને પેલાં ખં-

જરે કરી મારવા લાગો. જેવાર એ તરફ ઇરાની લશકરમાં નેક સેતારેના પાદશાહા કેખોસરોએ હેવો મામલો દીઠો, તેવાર તે નેકબખત પાદશાહે નામના ઉઠાવનાર અને શમશેરના મારનાર ફરામરજને એમ કરી કહયું કે, "અય મારા લડાએક જેહાનપેહેલવાનના બેટા, તું શું જોયા કરેછે ? એ કીનાનાં મેદાનમાં તો કામ વધી પડીઉંછે. તારા નામવર બાપ જેહાનપેહલવાન રૂસતમે આજ તરણ દહાડા થાયા લડાઇ કરીને પોતાના દુસમનોને જેર કોધાછે, તેવાર એ દુશમનનું લશકર કીનાથી દોડી આવીને લડાઇ કરેછે. તેથી હું જાણુંછું કે, એ મેદાનમાં ઘણું એક લશકર મારેઉં જશે; અને મુવેલાં આદમીનો કશો સુમાર રેહેશે નહીં. અને બાપ બેટાને તથા બેટો પોતાના બાપને પીછાનશે નહીં. એ રવેશની સુલતાની લડાઇ થશે, તેથી મારી એવી ખુશી છે કે, એ લડાઇમાં આપણું લશકર મારીઉં નહીં જાય તો ઘણું બેહતર છે. વાસતે અય દાનાઇ ભરેલા ફરામરજ, તું આપણા લશકરમાંથી દશ હજાર સવાર તારી સાથે લેઇને એ કીનાના મેદાનમાં જા, અને તે જગો ઉપર તું જોજે કે, તારા બાપના હાથમાં કમંદનાં પેચમાં તે જાદસુમ જીવતો બંધાએલો હોય તો તુરકોને ખેંચતો આપણા લશકરમાં લાવ. જેવારે હીંદુસતાનના સરદાર ફરામરજે પોતાના ફતેહમંદ બખતના પાદશાહાની જોબાનથી હેવા સખુન સાંભલેયા, તેવાર પોતાના જાબુલી લશકરમાંથી દસ હજાર સવાર પોતાની સાથે લેઇને કીનાના મેદાનની તરફ પતજડીનાં વાની મીશાલ દોડેઓ ગયો. જેવાર નામવર ફરામરોજ લડાઇના મેદાનમાં જઈ પોંહોચયો, તેવારે તીયાં જઇને તે નામદાર જોય શું કે એક રસતાખેજની મોશાલની લડાઈ ઉભી થાઇછે. તે જગો ઉપર પોતાના બાપ જેહાનપેહેલવાન રૂસતમને હાથમાં ખંજર પકડીને એક રસતાખેજની મીસાલની લડાઈ કરતો દીઠો, પણ તે જગો ઉપર જાદસુમતો નજર આવયો નહીં. તેવાર જંગી ફરામરજ ગોસામાં આવયો, અને પોતાના લશકર ઉપર આવાજ મારી કહયું કે, "અય મારા નામવરો તમો શું જોયા કરોછો ? એ વખતમાં તમોને તમારૂ નામ ઉઠાવવાનુંછે." નામદાર ફરામરજનું એટલું કેહવું કે, તમામ જાબુલી સવારો પોતાની કીનાની તલવાર ઉઠાવીને તુરકી લોકોનાં સર ખાકમાં નાંખવા લાગા.

અને લડાયક ફરામરજ જેમ ગોસા ભરેલો શેર હરનનાં ટોલાં ઉપર હુમલો કરીને તે હરનનાં ટોલાંને પરાગંદા કરે, તે મીશાલ તુરકી લશકરને પરાગંદે કરી નાખવા લાગો, અને એક હુમલામાં તે અફરાસીઆબના પેહલવાન હોમાનની ફોજને વેરાન કરી નાંખી, અને પોતાના બાપ રૂસતમની નજદીક જઈ પોહોંચયો. તે રૂસતમને પુછવા લાગો કે, "અય મારા સરફરાજ બાપ તાજબખશ, સરદાર લોકોના સરદાર, તારા હાથમાંથી અફરાસીઆબનો બેટો શેઇનતન જાદસુમ કાંહા ગયો ?" જેવાર જેહાન પેહેલવાન નામવર રૂસતમે પોતાના બેટાની જુબાનથી એવા સખુન સાંભલયા તેવાર રૂસતમે કહીઊં કે, "અય મારા શેરદેલ બેટા, તે જાદસુમને તો મેં જીવથી મારયોછે." એવી વાત પોતાના બાપની જુબાનથી સાંભલીને ફરામરજ ગોસા ભરેલો થાઇ તુરકી લશકરને મારવા લાગો. તે નામવર ફરામરજ જાદસુમનાં મુવાથી ખુશીની ઉલટમાં આવોને એવી તો તલવાર મારતો હતો કે, તેની તારીફ થાય નહીં.

જેવાર તુરકી હોમાને પોતાના લશકર ઉપર હેવી રસતાખીજ દોઠી, તેવાર અંદેશો કરવા લાગો કે,"મારૂં લશકર જાબુલીઓના હાથ ઉપર મોફત મારીઊં જાયછે, હું તો મારાં લશકર સાથે શાહાજાદા જાદસુમની મદદે આવયો હતો, પણ તે શાહાજાદાને તો સગજી બચા રૂસતમે જીવથી મારયોછે, વાસતે એ વાતની ખબર પાદશાહા અફરાસીઆબને પોહોંચાડવી જોઇએ." એટલો અંદેશો કરી બે તુરકી સવારોને હુકમ કીધો કે, "તમો લોકો સેતાબ આપણાં તુરાની લશકરમાં જાવો, અને તીયાં આપણા પાદશાહા અફરાસીઆબને ખબર કરો, કે તારો નામદાર બેટો જાદસુમ જાબુલી રૂસતમના હાથ ઉપર મારયો ગયોછે." એટલું કહીને તે બે સવારોને સેતાબ તુરાની લશકરની તરફ મોકલયા. બીજી તરફથી દલેર ફરામરજે પોતાના લશકરમાંથી બે સવારોને હુકમ કીધો કે, તમો સેતાબ ઇરાની લશકરમાં જઇને આપણા મુબારેક કદમના પાદશાહા કેખોસરોને ખબર કરો કે, "જેહાનપેહેલવાન રૂસતમના હાથ ઉપર બેદાદગર અફરાસીઆબનો બેટો જાદસુમ જીવથી મારયો ગયોછે." એવો હુકમ પોતાના સરદારની જુ-

બાનથી સાંભલતાં વાર તે બેઉ જાબુલી સવારો જેમકે કમાનમાંથી તીર નીકલી જાય તે મીસાલ ઇરાની લશકરની તરફ નીકલી ચાલયા. હવે એ તરફ કીનાનાં મેદાનમાં જેહાનપેહલવાન રૂસતમ તથા શેરની હીમતનો ફરામરજ પોતાની જાબુલી ફોજ સાથે તુરાની લશકર ઉપર હેવી તો તલવાર મારતા હતા કે જેમ સખત પવન વાય અને ઝાડનાં સુકાં પાંતરાં ખરે તે મીસાલ તુરાનીઓના સર ગલતાં હતાં, અને મુવેલાં આદમીઓનાં હરતરફ ટેકરા થવા લાગા, અને સવારોના લોહીએ કરી જમીનની ખાક ગુલલાલાને રંગની થવા લાગી. પેલી તરફથી પાદશાહા અફરાસીઆબે હેવો મામલો દીઠો કે મારૂં લશકર જાબુલીઓના હાથ ઉપર શેકશતે પામીઊંછે, અને બેસુમાર તુરાની લશકર મારયું જાયછે. એવો સખત મામલો જોઇને સેતાબ બીજા ચાર પેહલવાનને હુકમ કીધો, તેમાં એક તો નસતેહેન તથા બીજો રોઇન તથા તરીજો કરશીહુન તથા ચોથો જંગાલ એ પેહલવાનોને કહયું કે, "અય માગ નામદારો, તમો તમારી સાથે લડાએક વીસ હજાર સવાર લેઇને આપણા પેહલવાન હોમાન તથા બારમાનની મદદને વાસતે કીનાનાં મેદાનમાં જાવો, અને પોતાની તેજ ચુંગાલ ઉઠાવી દુશમન લોકોનાં સર ઉપર કીનાની તલવાર મારો, અને સગજી બચા રૂસતમનાં ચુંગાલમાંથી મારા નામવર બેટા જાદસુમને ખલાશ કરી લાવો." એવો હુકમ પોતાના પાદશાહાની જુબાનથી સાંભલીને તે ચારે પેહલવાનોએ પોતાની સાથે નેજા તથા શમશેરના મારનાર વીસ હજાર સવાર લઇ સેતાબ કીનાના મેદાનમાં પોતાના ઘોડા જોહોકાવયા. તે લશકરને જાતું એ તરફથી ઇરાનીના પાદશાહા કેખોસરોએ દીઠું, તેવાર તે દાનાઇ ભરેલા પાદશાહે બુજોરગવાર જાલને એમ કરી કહયું કે, "અય મારા નામદારી ભરેલા બોજોરગ દસતાને જાલેજર, હું એમ કરી જાણું છેઊં કે, બેઉ તરફના લશકરની સફ કીનાના મેદાનમાં ઉઠલ પાઠલ થશે. શા વાસતે કે, વલી જાદુગર અફરાસીઆબે પોતાના લશકરની સફમાંથી કેટલાંએક લશકરને નામદાર ફરામરજ ઉપર કીનાથી મોકલીઊંછે." એ રવેસ તે ઇરાન જમીનનો પાદશાહા બુજોરગવાર જાલેજરને સખુન કેહતો હતો. એવામાં પેલા બે સવાર નામદાર ફરામરજની તરફથી નેક સેતારેના પાદશાહા કેખોસરોની

નજદીક આવી પોંહોંચયા, અને કહેવા લાગા કે, "અય તાજદાર પાદશાહા, હમો લડાએક ફરામરજની નજદીકથી તું નામદારની નજદીક આવયા છીયે. શા વાસતે કે તે નામવરે તું જેવા બખતાવર બખતના પાદશાહાની નજદીક એક ખુશી ભરેલો ખબર મોકલી છે, કે બેદાદગર અફરાસીઆબનો બેટો જાદસુમ જેહાનપેહલવાન રૂસતમના હાથ ઉપર જીવથી મારયા ગયોછે. જેવાર તાજદાર પાદશાહ કેખોસરોએ એવી ખુશી ભરેલી ખબર સાંભલી, તેવાર ઘણો ખુશીમાં આવયો, અને સેતાબ પોતાના લશકરમાં હુકમ કરી જેહાનપેહેલવાન રૂસતમની ફતેહમંદીના નામના નગારાં વજરાવયાં. તે ખુશી ભરેલા નગારાંનો અવાજ સાંભલીને ઇરાની તથા જાબુલી પેહલવાનો ઘણા ખુશીમાં આવયા.

હવે પેલી તરફ ઊંધાં બખતના પાદશાહા અફરાસીઆબે એકાએક ઇરાની લશકરમાંથી શાદીનાં નગારાના અવાજ નીકલતા સાંભલયા, તે આવાજ શાંભલવાથી તુરાનો પાદશાહા પોતાના દીલમાં ઘાભરો પડીને ભાત ભાતનો અંદેશો કરવા લાગો. એવામાં પેલા બે તુરાની સવાર અફરાસીઆબની નજદીક આવી પોંહોંચયા, અને પોતાનાં મોહો ગમ ભરેલાં કરી કહેવા લાગા કે, "અય તાજદાર પાદશાહા, હવે તુરાની લોકોનું બખત પુરૂં બરગસતે થાયું. શાવાસતે કે, તારો દેલાવર બેટો શાહાજાદો જાદસુમ, હમારા સર ઉપર જીવતો કાએમ હતો તેતો જાલના બેટા રૂસતમના હાથ ઉપર જીવથી મારયો ગયો ! તેથી હમો નથી જાણતા કે હમારા શર ઉપર હવે પછે શું નીપજશે ? " એવી નાખુશ અને ગમ ભરેલી ખબર બદબખત પાદશાહા અફરાસીઆબે તે સવારોની જોબાનથી સાંભલી, તેજ વખતે તે ઊંધે બખતના પાદશાહે પોતાના ઘોડાની પીઠ ઉપરથી બેહોશ થઇ નીચે પડવા ચાહીઊં, પણ તુરાની પાદશાહાની આગલ વેશેનો બેટો પીરાન તથા બાજા પેહલવાનો ઉભેલા હતા તેઓએ અફરાસીઆબને પકડી રાખયો. એમ કરતાં જેવાર અફરાસીઆબ પાછો હોશમાં આવયા, તેવાર હાય મારીને જાર જાર રડવા લાગો, અને પોતાના સર ઉપરથી તાજ ઉડારી નાંખીઊં, અને પોતાની દાહડોના બાલ તોડવા લાગો, અને પોતાના હાથ ઉપર હાથ મારવા લાગો, અને કબી તો પોતાનાં સર તથા સોનામાં હાથ મારી જારી કર-

તો હતો. હવે એ માહેતમ ભરેલી ખબ્બર શાહજાદા જાદસુમના લશકરને થાઈ કે, આપણો સરદાર શાહાજાદો જાદસુમ, જાબુલી રૂસતમના હાથ ઉપર મારયો ગયો. હેવી નાખુશ ખબ્બર સાંભલવાથી તું કહે ગોયા તમામ લશકર એકદમ એવું તો જોશમાં આવેઊ કે, જેમ દરીઆવનું પાણી મોજ મારે તે મીશાલ તે તમામ લશકર કીનાનાં મેદાનની તરફ રૂસતમ ઉપર દોડતું ગયું. શા વાસતે કે પોતાના સરદાર શાહાજાદા જાદસુમનો કીનો તે જાબુલી ઉપર લીએ. હવે પેલી તરફ મેદાનમાં પેલા ચાર તુરાની પેહલવાન નસતેહેન, રોઈન, કરશીહુન, તથા જંગાલ એ પેહલવાનો વીશ હજાર સવાર લેઈને નીકલયા હતા. તેઓ જતાંનેવાર પોતાની તલવાર ઉઠાવીને જાબુલી ફરામરજનાં લશકર સાથે લડાઈ કરવા લાગા, અને તે લશકરભી એક એકમાં ભેલાઈ ગયું, અને કીના ભરેલા દેવની મીશાલ હર તરફ હુમલો કરી જાબુલી સવારોનાં સર દડીની મીશાલ ખાકમાં નાખવા લાગું. તેથી પેહલવાન ફરામરજનું લશકર આજેજ આવીને હર તરફથી પોકાર મારવા લાગું. તે સવારોના પોકારનો આવાજ આસમાન લગી જઈ પહોંચયો, અને તે સવારોનાં ઘોડાની નાલે કરી જમીન ઉપરની ગેરદ ઉડવા લાગી. તેણે કરી રોસન આફતાબ ઢંકાઈ ગયો. એવાં ભારી લશકરની લડાઈમાં નામદાર જેહાન પેહલવાન રૂસતમ તથા કવી બાજુનો ફરામરજ એ બેઉ બાપ બેટાં એવી તો સખત લડાઈ કરતા હતા કે, તેઓની દેહશતે કરી તુરકી લશકર હરતરફ નાસવા લાગું. પણ તે કીનાના મેદાનમાં બે વખતનું મલીને તુરકી લશકરના પચાસ હજાર સવાર એકઠા થયા હતા અને તે તુરકી લશકરની પોશત પનાહાના કરનાર છ પેહલવાન વેશેની બુનીઆદના હતા, અને પેહલવાન ફરામરજની સાથેનું લશકર દશ હજાર સવારોનું હતું તેણે કરી તે જાબુલો લશકરભી ઘણું મારયું જતું હતું, અને તે જાબુલી લશકરનો પોશત પનાહનાં કરનાર રૂસતમ તથા ફરામરજ એ બેઉ સરદારો હતા, તે બેઉ સરદારોભી જુમબેશમાં આવી પોતાની તલવારે કરી તુરકી સવારોના સર ખાકમાં નાંખતા હતા, તેનો તો કશો સુમાર હતોજ નહીં. તો પણ જાબુલી લશકર તુરાનીઓના હાથ ઉપર આજેજ આવયું હતું. જેવાર એવો મામલો પેલી તરફથી ઈરાનના પાદશાહા કેખોસ-

રોએ દોઢો કે, એક તો મારૂં જાબુલી લશકર બતંગ આવી ગયુંછે, અને વલી તુરકસતાનના પાદશાહા અફરાસીઆબની તરફથી બીજું બે. સુમાર લશકર તલવાર ઉઠાવી દોડતું આવેછે, તેથી મબાદા મારા સરફ-રાજ પેહલવાંનો પુરા આજેજ આવી જશે; એવો અંદેશો કરી તે નેક સેતારેના પાદશાહે શેરની વજનનાં કરનાર બરજો તથા રૂસતમના ભાઈ જવાહેરે તથા હાથીને જોરનાં કેરશાસપસાંની એ તરણ સરદારોને હુકમ કીધો કે, "અય મારા દેલાવર પેહલવાનો આજ રોજે કીનાના મેદાનમાં તમોને નામ ઉઠાવવાનો વખત છે, તેથી તમો તરણ નામદારો આપણા લશાકરમાંથી સાઠ હજાર સવાર કાબુલી ખંજરનાં મારનાર અને જાબુલી સમશેરના પકડનાર તમારી સાથે લેઇને જાવો, અને પેલું જે ભારી બે સુમાર તુરકી લશકર આવેછે તેની સામે જઇને તે લોકોને પાછા હઠા-વો અને આ વખત તમારૂં નામ મરદાનગીમાં જાહેર કરો." તે તા-જદાર પાદશાહનું એટલું કહેવું કે નામજોએ બરજો, તથા શેરને પી-તેનો કેરશાસપસાંની તથા ચીતાની ખસલતનો જહવારહે, એ તરણે ના-મદારો પોતાની સાથે સાઠ હજાર સવાર લેઇને કીનાના મેદાનમાં તે જન-દસુમનાં લશાકરની સામે દોડયા ગયા. તેવાર પછી બીજી મરતબે બોલંદ મરતબાના પાદશાહા કેખોસરોએ દલેર બીજન તથા જબરદસત ગશતેહમ, તથાં શાહજાદા ફરીબોરજ, તથા શમશેરના મારનાર બેહેરા-મ, એ ચાર પેહલવાનને હુકમ કીધો કે, "અય મારા સરફરાજ પેહલ-નો, તમો આપણાં લશાકરમાંથી તીશ હજાર સવાર ખેદંગી તીરનાં માર-નાર તમારી સાથે લેઇને જે જગા જેહાન પેહલવાન રૂસતમ તથા નામવર ફરામરજ એ બેઉ પેહલવાનો તુરકી લશકર સાથે જે જગોએ લડાઈ કરેછે તયાં જઈ પોહોંચીને તે નામદારોનાં લશાકરને મદદ કરો, અને તમારા ગોરજે કરી દુશમનનાં શરને કુઠી નાંખો."

જેવાર તે ચારે પેહલવાનોએ પાક જાદ પાદશાહા કેખોસરોની જોબાનથી હેવો હુકમ સાંભલયો, તેવાર સેતાબ પોતાની સાથે તીર હ-જાર સવાર લેઈ ગોસા ભરેલા શેરની મીશાલ નગારાં તથા કરનાએનાં અવાજ કરતા અને ચીનના દરીઆવની માફક મોજ મારતા જોશથી લડાઈના મેદાંનમાં જઈ પોંહોચયા, અને જેમ કે આસમાન ઉપરથી

વરસાદનાં ઓલાં વરશે તે મીસાલ હર તરફથી ઇરાણી તથા જાબુલી સ-વારોના હાથ ઉપર તુરાણી લોકોનાં સર જમીન ઉપર પડવા લાગાં. અને પેલી તરફ હાથીના જોરનો રાખનાર બરજો, તથા નામનો ઉઠાવનાર કેર-શાસપસાંનીએ બેઉ પેહલવાનો જાદસુમનાં લશકર ઉપર એવી તો તલ-વાર મારવા લાગા કે, જેમ બુરજીગર લોકો પોતાનાં હાથમાં લોડાની તે-જ દરાંટી ઇઆને વાંકું ઢારોઊં પકડીને ખેતી કાપે, તે મોસાલ જાદસુ-મનાં લશકરનાં સર કાપવા લાગા. તે કાપેલાં સર જમીન ઉપર પડતાં તે ઘોડાવોની નાલનો થોકડે કરી હર તરફ ઉડતાં હતાં. જે તરફ જેહાન-જોએ બરજો તથા દલેર કેરશાસપસાંની તથા નામનો ઉઠાવનાર જવારેહ એ તરણુ સરદાર ગલબો કરતા તે તરફ એક એક હુમલામાં હજારો સવારોને જીવથી મારતા હતા. અને તે નામદારોની તલવારનાં જરબે કરી બાજે સવારોનાં સર તથા બાજેનાં હાથ તથા બાજેનાં પગ તથા બા-જેના ઘોડા કતલેઆમ થઈ ખાકમાં પડતા હતા. તે વગેરે હર તરફથી સવારોના તરેહેવાર પોકારો ઉઠતા, તેમાં ધર, પકડ, બાંધ, મારના ભયે ભરેલા આવાજો નીકલતા હતા. એ રવેશની રોસતાખેજ ભરેલો લડાઈ ઇરાનો અને તુરાનીઓ વચે તે મેદાનમાં થવા લાગી, તેણે કરી જમીન જોશમાં આવી, અને જમાનો જુમબેશમાં આવીને રણ ભરેલો થાયો હતો. અને હર તરફથી સવારોનાં લોહીએ કરી નેહર જારી થઇ, અને બીજી તરફથી તુરાણો લશકર આજેજ આવોને પોકાર મારવા લાગું. અને તે કીનાના મેદાનમાં એક બોજાનું લશકર જુમબેશથી એકએક-માં ભેલાઈ ગયું હતું. તેથી એવી તો સખત લડાઈ થવા લાગી કે, તે મેદાનમાં દલેર પેહલવાંનોને પોતાનાં ઘોડાને જોલાન દેવાની જગાભી રેહી નહીં. જેવાર એવા જુમબેસ ભરેલી લડાઇ પેલી તરફથી પશંગનાં બેટા બદબખત અફરાસીઆબે દીઠી, તેવારે સેતાબ પોતાના સરદારો જેવા કે કરૂએજરેહે તથા લોહાક તથા શેબાદ તથા કરતાહેલ તથા ઇદરા-ઇમાન તથા શપેહેરંમ તથા કેહેરંમ એ સાત સુપેસાલારોને હુકમ કીધો કે, "અય મારા સરદાર લોકો, તમો એ જગા ઉભા રહીને સું જોએઆ કરોછો ? સેતાબ તમારી સાથે એક લાખ સવાર નેજાનાં મારનાર લેઇને લડાઇના મેદાનમાં જાવો, અને એવું કરો કે જાલનો બેટો રૂસતમ તે

કીનાના મેદાનમાં જીવથી મારેઓ જાએ!" જેવાર પોતાના પાદશાહા અફરાસીઆબની જોબાનથી તે તુરકી સરદારોએ હેવો હુકમ શાંભલયો, તેવાર તે સાત તુરકી પેહલવાનો પોતાની સાથે એક લાખ સવાર લેઇ સેતાબી કરતા લડાઇના મેદાનમાં ગયા. એમ કરતાં જેવાર તે તુરકી પેહલવાનો પોતાના લશકર સાથે મેદાનમાં આવી પોંહોંચયા, તેવાર સરવે કોઇ લડાએક સવારોએ પોત પોતાનાં હાથમાં લડાઇનાં હથીઆર ઉઠાવયાં, અને ઇરાણી તથા જાબુલી લશકર ઉપર ગલબો કીધો, અને એક બીજામાં ભેલાઈને તે લશકર લડાઇ કરવા લાગું, તેણે કરી તું કહે ગોએયા તે રયેનાં મેદાનમાં તમામ જંગલ લોઢાનાં હથીઆર ભરેલું નજર આવતું હતું. અને તે હજારો હજાર લશકરનાં સવારોની તલવારની સફાસફનો અવાજ બેઉ તરફના પાદશાહોએ સાંભલયો, તેથી પોતાના હાથની આંગલી દાંતમાં પકડવા લાગા. અને બેઉ તરફના પેહલવાનો પોત પોતામો ગોફતેગો કરવા લાગા જે, આપણે જાણતા નથી કે એ સુલતાની લડાઇમાં આકેબત શું નીપજશે? એ રવેશ તે તમામ પેહલવાનો તે ભારો લડાઇ જોઇને એક બીજાને કેહેતા હતા.

હવે એ તરફ કીનાના મેદાનમાં ઇરાણી તથા તુરાણી એ બેઉ લશકરમાં એવી તો લડાઈ થતી હતી કે, જેમ વરસાદના દહાડા ઉપર આસમાન ઉપરથી વાડલ પાણી વરસાવે અને તે પાણી જમીન ઉપર દોડે તે મીસાલ બેશુમાર લોહી જમીન ઉપર દોડતું હતું. અને બાજે દલેર લોકો પોતાનો ભારી ગોરજ ઉઠાવી જેનાં સર ઉપર મારતા તેને તેની સવારોનાં જાનવર સાથે કુટીને ગરદાપેચ કરી નાંખતા હતા. તથા બાજે નામદાર પોતાનો શમશેર ઉઠાવી જેના સર ઉપર મારતા તેને તેની સવારોનાં જાનવર ઇઆને ઘોડા સાથે ચાર તુકડા કરી નાંખતા હતા. હેવી રોસતાખેજની લડાઇમાં બે દહાડા ગુજરી ગયા, તેવાર તે લડાઇના મેદાનમાં ઇરાણી લશકર બતંગ આવાં ગીઉં. જેવાર ઇરાણના પાદશાહા કેખોસરોએ પોતાના લશકરની કલબઘાહામાંથી હેવો બારીક મામલો પોતાના લશકરનો દીઠો, તેવાર નામના ઉઠાવનાર જેહાનબખસને તથા શમશેરના માંરનાર કરીમાન એ બેહુ સરદારોને હુકમ કીધો કે, "અય મારા દેલાવર પેહલવાનો, તમારી સાથે બીજા છ પેહલવાંનને લેવો. તેમાં

નામદાર શાપુર, તથા ફરેહેલ, સેદોસપ, તથા હજીર, તથા ફીરોજ, તથા ગજદેહમ, એ છ લડાએક પેહલવાંનોને લેવો તથા એ વગેરે તમામ મગરેબ જમીનથી. તમારૂં લશકર જે તમારી સાથે છે તે તમામ લશકરનેભો તમારી સાથે લેઈને કીનાનાં મેદાનમાં સેતાબ જાવો, અને આજ રોજે એ લડાઈથી તમારૂ નામ મરદાનગીમાં ઉથાવો." જેવાર પાકજાદ પાદશાહા કેખોસરોની જોબાનથી એવો હુકમ તે બેહુ સરદારોએ સાંભલયો, તેજ વખત તે નામદારોએ પેલા છ સરદારોને તથા તેઓની સાથે બે લાખ સવાર કીનાં ભરેલા લેઈને તે લડાઈનાં મેદાનની તરફ વતોલમાના વાએની મીસાલ દોડી પોંહોંચયા. અને તે સરવે કોઈએ સેતાબ મેદાનમાં મેઆનમાંથી લોહીની વરસાવનાર તલવાર ખેંચી, તે વખત તું કહે ગોએયા જેમ આસમાન ઉપર વીજલી ચમકે તે મીસાલ જેહાંનબખસ તથા કરીમાન તથા બીજા પેહલવાનોની તલવાર ચમકવા લાગો. અને તે લડાએક સવારોએ હેવીતો લડાઈ ઉઠાવો કે તેઓની તલવારનાં જરબે કરી લોહીનાં ફુવારા હવાની તરફ ઉડલા લાગા. અને જેમ મોરગ દાણા ચુંને તે મીસાલ તુરકી સરદારોને ચુનીને જીવથી મારવા લાગા. તે નામદારોએ પોતાની તલવારે કરી એક લેહજામાં હજારો હજાર સવારોનાં સર ગરદંન ઉપરથી ખાકમાં નાંખેઆ. શેરની હીમતનો જેહાંનબખસ તથા દલેર કરીમાન એ બેઉ સરદાર જે તરફ હુમલો કરતા, તે તરફની જમીનને મુવેલાં આદમીઓની લોથે ભરી નાંખતા હતા. તે બેહુ જગી પેહલવાન પોકાર મારતા તે પોકારનો અવાજ ઇરાની તથા જાબુલી પેહલવાનો સાંભલીને એક બીજાને એમ કરી કેહુતા હતા કે. "એ સુલતાની લડાઇનાં જંગમાં દેવોની બાજુનો બાંધનારજેહાંનબખસે તથા શેરની હીમતના કરીમાને પોતાના લશકર સાથે આવીને લડાઈ ઉઠાવીછે, તે નામદારોનાં પોકારનો એ અવાજ આવેછે અને તે બેહુ નામવરો પોતાના નામને વાસતે તુરકી લશકર ઉપર રસતાખેજ ગુજારતા માલમ પડેછે." એ રવેશ તે પેહલવાંનો એક બીજાને કેહેતા હતા, અને હીમત ભરેલા થઇ દુશમન લોકો સાથે લડાઈ કરતા હતા.

હવે પેલી તરફ તુરાનનાં પાદશાહા બદબખત અફરાસીઆબે પોતાના લશકરને એ રવેશ બતંગ આવેલું દીઠું. તેવાર તમામ માજંદરાં.

ણી લશકરને હોકમ કીધો કે, "અય મારા માજંદરાનનાં સરદાર લોકે આજ રોજે એ કીનાનાં મેદાનમાં જઇને તમારૂ નામ ઉઠાવો, અને તમારા સરદાર હોજબરઅફ્કન તથા શમીલાશનો કીનો જાબુલી લોકો ઉપર લેવો"જેવાર માજંદરાની લશકરે અફરાસીઆબની જોબાનથી એવો હુકમ સાંભલયો, તેજ વખત કીનાં ભરેલાં વાડલની મોસાલ જોશ કરતા કીનાના મેદાનમાં આવી પોહોંચેયા. અને કેહર ભરેલા દેવની મીસાલ કીનાથી લડાઇ કરવા લાગા. અને જેમ જમીનનાં સુરાખમાંથી કીરીનાં તોલે તોલાં બહાર નીકલી ઉલટ પાલટ થાઇને એક એક એકમાં ભેલાઇ જાય, તે મીસાલ તે વખતની છેલી લડાઇમાં તે લશકર ઉથેલ પાથેલ થવા લાગું. અને તે માજદરાંની લશકરનાં બેસુમાર તોર તથા તલવાર તથા નેજા તથા છુટ બાલડીઠી તથા શાતુર તથા ગોરજનાં જરબે કરી જેહાંનબખસનું તથા કરીમાનનું લશકર આજેજ આંવી ગયું, અને હર તરફથી સવારોનાં સર જમીન ઉપર પડવા લાગાં. જેહેવાર એવો મામલો દાનાઈ ભરેલા પાદશાહા કેખોસરોએ પોતાના લશકરમાથી ઇરાની લશકરઉપર દીઠો તેવાર તે નેક બખત પાદશાહે જંગી જેહાંનસુજને, તથા લડાએક તમુરને, તથા પાકીજે પેશાંનીનાં શામને, તથા ખુરાદ, તથા બરાત, એ પાંચ જબરદસત પેહેલવાંનોને હુકમ કીધો કે, "તમો આપણાં લશકરમાંથી એક લાખ સવાર તમારી સાથે લેઇને એ મેદાનમા જાવો અને જંગી જેહાનબખસ તથા દલેર કરીમાંનનાં લશકરને મદદ કરો." જેવાર તે પાંચ દલેરી ભરેલા પેહલવાંનોએ પાદશાહોનાં પાદશાહા કેખસરોની જોબાનથી હેવો હુકમ સાંભલયો, તેજ વખત ઇરાણી લશકરમાંથી લડાઇના કરનાર એક લાખ સવાર પોતાની સાથે લેઇને જેમ ભુખેઆ શેર ગોસપંદોનાં ગોવારાં ઉપર ગલબો કરે તે મોસાલ હુમલો કરતા માજંદરાણી લશકર ઉપર જઇ તુટી પડયા. અને તે બુરા મજહબનાં તથા બદનશલનાં સવારોને કીનાનાં હથીઆરે કરી ગોરદાપેચ કરવા લાગા. તથા તે નામદાર લોકો હરતરફ પોતાના નામનો શોહોર ઉઠાવા લાગા. તે શોહોર શાર ભરેલો અવાજ આસમાનની તરફ જવા લાગો, તેથી આસમાન ઉપરનાં તમામ સેતારાભી તે લડાઇનો તમાસો જોવા લાગા! તે લશકરની બેશુમાર ગેરદે કરી ગોયા આસમા-

ન ઉપર પરદો થાયો, ગોયા તે વખત આસમાન ઉપર આફતાબ હ-તોજ નહી ! એ રવેશ જાબુલી પેહલવાંનોએ સખત લડાઈ ઉઠાવો. તે રએના મેદાનમાં લડાંઇ નહીં હતો, તું કહે ગોએયા એકબીજાનો આખે-રી આવવાનો દાહાડો હતો. જેવાર હેવો મામલો ઉંધાં બખતના પાદશા-અફરાસીઆબે પોતાના લશકરમાથી દીઠો કે, તમામ માજંદરાંની લશ-કર દુશમનની ફોજથી બતંગ આવી ગયુંછે, વાસતે એ લશકરની મ-દદ કીધી જોઇએ. એવો અંદેશો કરી આદીનાં લશકરને હુકમ કીધો કે, "અય દેલાવર લોકો, તમો એ જગા ઉભા રહી શું જોઆ કરોછે ? ત-મારા નામીચા સરદારો અબરે બલલા, તથા અલકુસી, તથા કમીરાન, તથા ગરંગાસ, એ નામદારો ઇરાનો તથા જાબુલીઓના હાથ ઉપર મારીયા ગયાછે, તેનો કીનો લેવો. અને તમારા દુશમનોને જીવથી મારો". જે-વાર તે આદીનો ઓલાદના લશકરે એવો હુકમ તુરાની પાદશાહાની જુબાંનથી સાંભલયો, તેવાર કીનાનાં મેદાનમાં પોતાની સવારીનાં વરૂ તથા હાથી તથા ઘોડાને જોહોકાવયાં, અને જોશ તથા ખરોશ કરતા કીનાનાં મેદાનમાં આવી પોહોંચયા. તે નાપાકોએ આવતાંનેવાર પોતાના સરદારોનો કીનો લેવાને વાસતે લડાઇનાં હથીઆર ઉઠાવયાં, તેમા ઝેરી પાની પાએલું શાતુર, તથા ફોલાડમાં જડેલા માહીનાં કાંતા, તથા, તથા લોડાંની જંજીરમાં જડેલા પથરના ગોલા, તથા જેહેરી પાણી પાએલી તબર, તથા એલમાશનાં લોહોડાનાં નેજા, તે વગેરે બીજાં ભાંત ભાંતનાં હથીઆરે કરી લડાઇ કરવા લાગા. તે અબરેબલલાનું લશ-કર નહી હતું તું કહે ગોયા કીના ભરેલાં આસમાન ઉપરથી દોજખના દેવો નીચે આવી ઇરાણી તથા જાબુલી લશકર સાથે લડાઈ કરતા હતા. તે હેરેમનનો ઓલાદના સવારો પોતાના હાથમાનુ પથરનુ હથીઆર ઉ-ઠાવી જે તરફ ફૂંકતા તે તરફ બે, ચાર, છ, આઠ સવારનો ઘાણ કાહડી નાખતા તે આદીની ઓલાદનો સખસ જેની ઉપર જેરી પાની પાએલુ સાતુર મારતો તેને તેનોસવારીના જાનવર સાથે સરથી તે પગ લગી ચીરી નાંખતો. જેવાર એવો સખત મામલો નામદાર જેહાંનસુજ, તથા દલેર તમુરે પોતાના લશકર ઉપર દીઠો, કે આદીની ઓલાદના લોકો ઇરાણી સવારોને પોતાના ભારી હથીઆરે કરી કુટી નાંખેછે. એવું જોઇને તે બેહુ

નરે શેરની હીમતનાં પેહલવાનોએ સેતાબ પોતાના ઘોડા દપટાવયા, અને જે આદીની ઓલાદના પેહલવાનો પથરના ગોલાના હથીઆર મારતા હતા તેઓની ઉપર આવયા, અને ગોસા ભરેલા સહીં જાનવરની મીસાલ પોકાર મારી પોતાના ભારી ગોરજ ઉઠાવયા. અને તે બેઉ ભાઈઓ જેના હાથમાં પથરનું હથીઆર જોતા તેના શર ઉપર હેવોતો ગોરજ મારતા કે, તે આદીનું સર તથા સીનો કુટી નાંખતા, અને બાજેનાં હાથમાંથી તે પથરનું હથીઆર છીનવી લેતા, અને જે તરફ તે લશકરનો ઘણો ગલબો દેખતા તે તરફ જાઇ તે પથરના હથીઆરને પોતાના સર ઉપર ધુમાંવી ગોફનની મીસાલ ફેકી મારતા, તેનાં જરબે કરીને આદીની ઓલાદનાં દસ, પંદર સિવારો જીવથી મારયા જાતા હતા. પણ તે આદીનું લશકર બેશુમાર હતું, તેનાં સબબથી જાબુલી તમુર, તથા જેહાનસુજ, એ બેહુ ભાઇનું લશકર બતંગ આવી ગયું હતું. હવે પેલી તરફ તાજદાર પાદશાહા કેખોસરોએ એવો તમાસો દીઠો, તેવાર પોતાની નજદીક અરબસતાનનો પાદશાહા તરમાહા, તથા આક, તથા શરહંગ, એ વગેરે બીજા સરદારો કરોમાનની તથા જેહાંનબખસની સાથે મગરેબ જમીનથી પોતાનું લશકર લેઇ આવયા હતા. તે લોકોને હુકમ કીધો કે, "અય મારા વફાદાર સુપેહેસાલાર લોકો, તમો મોટી બુનીઆદનાં બુજોરગ કહેવાઓછો, તો તમારા અરબસતાનાં લતકર સાથે કીનાનાં મેદાનમાં જાવો, અને દુશમન લોકોને તમારા એરબી હોનરનો હાથ દેખારો."

જેહેવાર પાક દીનનાં પાદશાહા કેખોસરોની જોબાનથી તે અરબસતાનના સરદારોએ એવો હુકમ સાંભલયો, તેજ વખત તે તરમાહા, તથા આક, વગેરે બીજા પેહલવાંનો પોતાની સાથે તથા અરબસતાનના એક લાખ સવાર એરબી માદીઆંન ઉપર બેસનાર તમામ નોવજવાન અરબ લોકો હતા. તેઓને લેઇને, જેમ પંજડીની હવા ઉડી જાય તે માસાલ એરબી માદીઆંનોને દપટાવતા જઇને આદીની ઓલાદનાં લશકર ઉપર તુટી પડયા, અને જે મીસાલ તેજ આતસ સુંકી, કાથી તથા ઘાશમાં પડે અને તે કાથી તથા ઘાશ બલીને ખાકસાર થઈ જાય. તે મીસાલ તે આદીનાં લશકરને મારો ખાકમાં મેલવવા લાગા.

અને તે મુવેલાં આદમીઓની લોથ બે સુમાર લોહીમાં તણાવા લાગી, તથા દલેર પેહલવાંનોનાં ઘોડાનાં પગ જે મીસાલ વરસાદના કીચલમાં ગુટી રહે તે મીસાલ તે મેદાનમાં જાબજા બેશુમાર લોહી બંધાઈ રહયું હતું તેમાં ઘોડાઓના પગ ગુટવા લાગા. જેવાર એ રવેશની ખુનરેજી ભરેલી લડાઇ પેલી તરફથી પસંગનાં બેટા અફરાસીઆબે દીઠી, તે વાર પોતાના પીરાન વજીરને એમ કરી કહેવા લાગો કે, " અય મારા દાનાઇ ભરેલા સુપેહેસાલાર વેશેના બેટા પીરાન, હવે એ કીનાના મેદાનમાં મારે જવું જોઇશે ! શા વાસતે કે, હાલમાં મારી પાશે લશકર તો બેશુમાર છે, પણ હવે કોઇ નામીચા પેહલવાંન રહયા નથી, કે હુ તેને મારૂં બેશુમાર લશકર આપીને એ મેદાનમાં મોકલું." એવા સખુન પોતાના બદ બખત પાદશાહા અફરાસીઆબની જુબાનથી સાંભલીને દાનાઇ ભરેલો પીરાન, અંદેશો કરવા લાગો કે, " એ અફરાસીઆબ પોતાના લશકર સાથે કીનાનાં મેદાનમાં જશે તો, પેલી તરફથી પાકજાદ પાદશાહા કેખોસરોભી પોતાની તમામ ફોજ તથા પેહલવાંનોને લેઇને જોશ કરતો મેદાનમાં આવો પોંહોંચશે, તો એ મારા બદબખત પાદશાહા અફરાસીઆબને એક લેજામાં પકડી લેશે, તેવાર તુરાનનું તખત તથા તાજ ઉંધું પડશે." એવો અંદેશો કરોને તે દાનાઈ ભરેલો પીરાન પોતાના પાદશાહા તુરકી અફરાસોઆબને કહેવા લાગો કે, " અય દાનાઈ ભરેલા પાદશાહા, અગર જો તું મારૂં કહયું માને તો એ લશકરમાં ઉભો રહીને એ ખુનરેજીના જંગની લડાઇનો તમાશો જોયા કર! અગર નહી તો તું ખતા ખાશે. તું જાણતો નથો કે, આજ પાંચ દહાડા થયા તમામ લશકર કીનાની કમર બાંધી ઉભુછે. તેમાં તરણ દહાડા તથા તરણ રાત તારા બેટા જાદસુમની લડાઇમાં ગુજરી ગયા, તે વગેરે બે દાહાડા થાએઆ એ સુલતાનીલડાઈ ચાલી જાયછે, વાસતે અગર જો તું ચહાતો હોય તો આશાએસનું નગારૂં કરાવયે, કે એ તમામ લશકર કીનાનાં મેદાનમાંથી પાછું ફરી પોત પોતાની જગા ઉપર આવે તો એ વાત ઘણી બેહેતરછે. પણ તું નામદાર કીનાના મેદાનમાં જવા ચાહેછે એ વાત કાંઈ ખુબ નથી. જો તું નામવર પાદશાહા હું તારાં એક કમીના બંદાને સખુન રદ કરીને એ લડાઇના મેદાનમાંજ જાશે તો ખતા ખાશે."

જેવાર ઉંઘે બખતના પાદશાહા અફ્રાસીઆબે પોતાના દાનાઈ ભરેલા વજીર પીરાનની જોબાનથી એવી વાત સાંભલી તેવાર પીરાનને એમ કરી કહયું કે, "અય મારા દાનાઈ ભરેલા વજીર, તું જે વાત કેહે છે તે ખુબછે, પણ આએ વખત અગરચે મારૂં સર જાએ તો બેહેતર છે, પણ હું હરગેજ આસાએશનું નકારૂં કરાવું નહીં. અને આએ વખત મને એ કીનાના મેદાનમાં જાએઆ વગર ચાલે નહીં, શા વાસતે કે મારૂં તથા મારી મદદનું કરનાર તમામ લશકર દુશમનનાં હાથ ઉપર બતંગ આવી ગયુંછે, માટે તે લોકોની મદદે હવે મારે પોતે જવું જોઇએ. જો આએ વખતે હું આસાએસનું નગારૂ કરાઉં તો આલેમ લોકો મહને નાહીમત અને હીચકારો ધને." એટલુ પીરાનને કહીને પાદશા અફ્રાસીઆબે પોતાના લશકરની કલબ ધાહમાંથી શમશેરનાં મારનાર બે લાખ સવારો ચુટી કાહારેયા, અને બાકી જે કાંઈ લશકર રહયું હતું તે લશકરની ખબરદારોને વાસતે પોતાનાં બેટા શાહાજાદા ચેહનને પોતાની જગા ઉપર ઉભો રાખ્યો. અને તે શાહાજાદાની સાથે લશકરની કલબધાહામાં તુરાની પેહેલવાનો ફ્રશેવરદ તથા કલબાદ તથા શેમોખ તથા અખવાશ એ ચાર પેહેલવાંનોને ચેનની સાથે ઉભારાખયા. પછે પાદશાહા અફ્રાસીઆબે પોતાની સાથે વેશેનાં બેટા પીરાન, તથા ફરશીવજ, તથા અરખાશ, તથા મરદાશ, જંમજમે, તથા જમુદ, તથા કશવલ, તથા શેદો, તથા જરજાશ, તથા અસફલાન, તથા નોશાદ, એ બાર શાહજાદાઓને પોતાની સાથે લીધા. અને તે સાથે બે લાખ સવારને પોતાની સાથે ફરતા રાખયા, અને કરનાએ તથા નકારાનાં અવાજ કરતા જોશથી કીનાના મેદાનમાં આવયા. તે પાદશાહા અફ્રાસીઆબના સર ઉપર શેર પેકર જુંડો ઉડતો હતો, અને તે જુંડાનો આશપાશ ખબરદારીને વાસતે ચાર તુરકી પેહલવાન ઘોડાની પીઠ ઉપર સવાર થઈ પોતાના હાથમાં નાગી શમશેર પકડીને ચાલતા હતા. એવા ભારી દબદબાથી પાદશાહા અફ્રાસીઆબ કીનાના મેદાનમાં આવી પોંહોંચયો, અને પોતાના તમામ લશકર ઉપર અવાજ મારી કહેવા લાગો કે, "અય મારા સરફ્રાજ દેલાવર લોકો, હું તમારા સર ઉપર તમારી મદદને વાસતે આવી પોંહોંચયોછું. વાસતે તમો તમારા લશકરના દેલ સુર ભ-

રેલા કરી, એ કીનામાં જેમ તમારેથી તલવાર મરાએ તેમ દુશમન લોકો ઉપર લોહીની વરસાવનાર તલવાર મારો." જે વાર તમામ તુરકી તથા મા જંદરાંની તથા આદીનાં લશકરે પોતાના તુરાની પાદશાહા અફરાસીઆબ નો અવાજ શાંભલયો, તેથી તમાંમ તુરકી લશકર જોસમાં આવીગી, અ ને ગોસસા ભરેલું થઇ એક બીજા ઉપર બીનદેહેસત ગોરજ તથા શાતુર તથા માહોના કાંટા તથા પથરનાં હથીઆરો તથા તેજ તલવાર તથા નેજા તથા છુટ ભાલડી એ વગેરે બીજાં તમાંમ હથીઆરનો વરસાદ વરસાવા લાગા. તેણે કરી ઇરાણી તથા જાબુલી તથા એરબી તથા હીંદુસતાની એ તમામ લશકર આજેજ આવી ગયું. તે સવારોનાં સર વરસાદનાં કતરા- ની મીસાલ જમીન ઉપર પડવા લાગાં. એવો સખત મામલો ઇરાની લશકરમાંથી રોશન સેતારેનાં અને ફતેહમંદ બખતના પાદશાહા કેખો- સરોએ દીઠો, તેવાર તે નેક સેતારેના પાદશાહે સેતાબ તરણ લાખ સવારની ફોજ પોતાની સાથે લીધી અને બાકીનાં લશકરને પોતાની છા- વણીની ખબરદારીને વાસતે રાખયું. અને તે જગોની સરદારી ઉપર સુપેહસાલાર બુઢા કારનને, તથા લોહરાસપને, તથા બીજનનાં બેટા અરદીશરને, તથા એરદવાન, એ ચાર પેહલવાનને તે લશકરની બઇબુ- નઘાહામાં ખબરદારીને વાસતે ઉભા રાખયા. તે પછે તે બુલંદ મરતબા- ના પાદશાહા કેખોસરોએ પોતાની બરાબર ફતેહમંદી ભરેલો ગાવીઆંની જુંદો રાખયો, અને તે જુંદો જંગે સાવરાન, તથા રેહામ, એ બેઉ પે- હેલવાંનને શોફયો. પછે કીનાના લેનાર જાલેજર, તથા ગોદરજ, તથા ગે- વ, તથા તુશ, તથા ગુરાહાજે, તથા અશકશ, તથા બુરજીન, તથા ફરહા- દ, તથા નસવાદ, તથા બેહેજાદ, તથા બેહેરોજ, તથા મનોસાદ, તથા મોલાડનો ગોરગીન એ તેર નામદારોને પોતાની આસપાસ ફરતા રાખ- યા. અને તરણ લાખ સવાર પોતાની સાથે લેઇને નકારાં તથા કરનાએ તથા નફેરી તથા ઘાંટના અવાજ કરતા કીનાના મેદાનમાં આવી પોંહાંચ- યા. અને આવતાંને વાર પાદશાહા કેખોસરો તથા તેની સાથેના તમામ પેહેલવાંનો અને લશકર કીનાનાં હથીઆર ઉઠાવી તે તુરકી લશકર ઉપર તુટી પડયા, તેણે કરી તે રએનું તમામ મેદાન હલમલી રહયું. તું કેહે ગોયા તે કેખોસરોની ખાસ ફોજની મરદાનગી ભરેલી લડાઇથી તમામ

તુરકી તથા માજંદરાંનો તથા આદો તથા સંગશારી વગેરે જાદસુમનાં કીતાક શેહેરનાં લશકરની હજારો હજાર ફોજ મારી જતી હતી. અને તેનાં લોહીએ કરી તું કેહે ગોએયા તે મેદાનમાં કોલજંમનો દરીઆવ મોજ મારતો હતો. તે મારયા ગએલા સવારોનાં સર વગરનાં તન, તથા તંન વગરનાં સરે કરી તે રએનું મેદાન તમામ ભરાઇ ગયું હતું. તથા જે મીસાલ વાદલમાં વીજ ચમકે તે મોસાલ સીહા ગેરદમાં દલેર સવારોની તલવાર તથા શાતુર અને તબર તથા નેજા તથા બીજાં હથીઆર ચમકતાં હતાં. તે વગેરે બેશુમાર ભારી ગોરજનાં ધપકારાએ કરી તુરાણી તથા માજંદરાંનો તથા આદી લોકોનાં સર કુટાવા લાગાં. અને તે તમામ લશકરમાં ધર પકડ બાંધ માર સેવાએ કાંઇ બીજો પોકાર હતોજ નહીં. તે જંગના મેદાનમાં બેશુમાર નગારાં તથા નફેરી તથા ઘંટ તથા પીતલની કરનાએનો ભારી શોહોર શાર થાવા લાગો, તેનો અવાજ ગોએયા સાતમા આસમાન ઉપર જઇ પોહોંચયો, તેણે કરી એ કબુદી રંગનો આસમાન ભી ધાભરો પડી ગયો હતો. અને તે વજંતરોનાં ભારી અવાજે કરી જમીનભી જેહુંનનાં દરીઆવની મીસાલ જુંમબેશમાં આવી હતી. તું કેહે ગોએયા તે જગો લડાઇ નહી હતી, પણ કયાંમતનો દાહાડો હતો- તે લડાઇ જોઇને જમાંનોભી લરજા ભરેલો થાયો હતો. તે લશકર જોસમાં આવીને જે શોહોરશાર કરતું હતું તેનો અવાજ હર તરફનાં જંગલમાં જઇ પોહોંચયો, તેથી તે જંગલમાંનાં તમામ શેકારી જાનવરો જેવાં કે, શેર તથા ચીતા તથા બબર તથા સહીં વગેરે શેહેબાજ જાનવર તથા શકરો તથા ભેહરી વગેરે બીજાં શેકારી જાનવર ધાભરાં પડી હર તરફ નાહશવા લાગાં. અને તે તમામ લશકરનાં પોકારે કરી દરીઆવના પાણીભી જોશમાં આવી મોજ મારવા લાગાં તથા દલેર પેહેલવાંનોની શવારીનાં હાથી તથા ઘોડા પોકાર મારતા, તેણે કરી સમશેરનાં મારનાર દલેર લોકો સુરમાં આવો પોતાની સમશેરથી હર તરફ દુશમનના લશકરનાં ટોલે ટોળાં મારતા હતા. તથા જે કોઇ સવાર ગભરાત ભરેલા થઇ આંચકો ખાઇ પોતાના ઘોડાની પોઠ ઉપરથી જમીન ઉપર પડતા, તેનાં તંન ઘોડાઓની ઠોકરે કરી ગીરદો પેચ થઇ જતાં હતાં. પણ તે જુંમબેશ ભરેલી લડાઇમાં કોઇની એટલીતો તાકાત નહીં હતી કે, જ-

મીંન ઉપર પડેલા સવારને પાછો ઉઠાડીને ઘોડાની પીઠ ઉપર સવાર કરે, એટલી તો કોઇમાં હોમત હતીજ નહીં. શા વાસતે કે તે ગરબદ ભરેલી સુલતાની લડાઇમાં સરવે કોઇને પોત પોતાનાં જીવનો આવી પડી હતી! તથા તે જંગમાં બાપ બેટાને તથા બેટો બાપને પીછાની નહીં શકતા હતા. તે લડાઇમાં દોસતોભી તજવીજ કીધા બગેરે બીફામીથી એક બીજા ઉપર તલવાર મારતા હતા. તે વગેરે એોકાબ જાનવરનાં પરનાં તીર કમાનમાંથી હર તરફ ઉડતા હતા, તેણે કરી તે લશકરનાં સર ઉપર તું કહે ગોએયા પરદો થયો હતો. તથા હરેક તરફથી પેચદાર કમંદ શીહા સાફની મીસાલ આવીને પેહેલવાંનોની ગરદંન તથા કમર સાથે લપેટાઇ જતી હતી. તથા ભારી ગોરજ તું કહે ગોયા જેમ લોહાર લોકોનાં હથોડા હરંન ઉપર ધમાધમ પડે તે મીસાલ દલેર સવારોનાં સર તથા ગરદંન ઉપર પડતા હતા, અને નેજા તથા છુટ ભાલડીની લડાઇમાં બેશુમાર લશકરનાં સીનાં તથા બાજુ ચાક ચાક થતી હતી. તે વગેરે બાજે આદમી જેમ સીકમાં કબાબ પોએ તે મીસાલ નેજા તથા બાલડીનાં જરબે કરી ઘણાંએક સવારોના હાથ ઉપર આરપાર થઈ જતા હતા, અને તે સખત લડાઇએ કરી જે મીસાલ રેલનું પાણી દોડે તે મીસાલ બે શુમાર આદમીઓનું લોહી જમીન ઉપર દોડતું હતું. તેથી તે રએનું મેદાન પરવાલાનાં રંગની મીસાલ નજર આવતું હતું તોપણ નામનો ઉઠાવનાર અને ફતેહમંદ બખતનો પાદશાહોનો પાદશાહા કેખોસરો,—પોતાનાં ઇરાણી તથા જાબુલી પેહલવાંનો સાથે બે દાદગર અફરાસીઆબનાં લશકરનાં સવારોને દંમબદંમ બાકમાં નાખતો હતો. તથા જેહાં પેહલવાંન રૂસતમ તથા હીંદુસતાનનો સરદાર ફરામરજ તથા શેરની વંજનનો કરનાર જેહાન જોએ બરજો તથા મગરમછની ચુંગાલનો કેરશાસપસાંની તથા જંગી જેહાનસુજ તથા શમશેરનો મારનાર તમુર તથા મુલોકોમાં ફતેહમંદી ભરેલો કરીમાન તથા દેવોની બાજુનો બાંધનાર જેહાંનબખસ તથા તીરનો મારનાર બુજોરગ જાલેજર તથા કમંદનો ફેંકનાર જવારેહે તથા નેજાનો મારનાર શામ તથા અરબસતાનનો પાદશાહા તરમાહા અને આક તથા જુંમબેશ ભરેલો સરહંગ વગેરે સુપેહસાલાર ગોદરજ તથા ગેવ તથા બીજંન તથા તુ

શા તથા ગસતેહંમ તથા કેઆંની શાહાજાદો ફરી બોરજ તથા બેહરામનો બેટો બેહરામ તથા શાપુર તથા નેક સેતારેનો લોહોરાસપ તથા જીવને ખુશોનો કરનાર મીલાદનો ગુરગીન તથા ફરોહેલ તથા શેદોશપ તથા હજીર તથા ફીરોજ તથા ગજદહંમ તથા ખુરરાદ તથા ગુશહાજેહ તથા બરાહાત તથા રેહામ તથા અશકશ તથા જંગેસાવરાંન તથા બુરજીન તથા ફરહાદ તથા નશવાદ તથા બેહેજાદ તથા બેહેરોજ તથા મનોસાદ તથા અરદવાન એ વગેરે બીજા ઘણાએક શાહાજાદાઓ અને સરદારો ઇરાણી તથા જાબુલી લશકર સાથે અફરાસીઆબની ફોજ ઉપર ખુનરેજી કરતા હતા. તથા પેલી તરફ બદ બખત પાદશાહા અફરાસીઆબની સાથે, સુપેહસાલાર વેશેનો બેટો પીરાન તથા લેઆંનતી ભરેલો બુરાં કામનો કરનાર કરશીવજ તથા ચીતાની ખસલતનો શેદો તથા નાપાક તબીઅતનો હોમાન તથા બારમાન તથા ફરશેવરદ તથા નશતેહેન તથા રોઇને તથા કરશીહુંન તથા જંગાલ તથા ઇદરાઇમાન તથા કરતાહેલ તથા શેબાદ તથા લોહાક તથા કરૂએજેરેહે તથા શપેહરંમ તથા કેહેરંમ તથા ફરશેવરગ તથા કલબાદ તથા શેમોખ તથા અખવાસ તથા મનોશાંન તથા નોસાદ તથા અરખાસ તથા મરદાશ તથા જંમજમે તથા જમુદ તથા કરાવલ તથા જરજાશ તથા અશકલાંન એ વગેરે બીજા પેહલવાનો તથા આદીનું તથા માજંદરાનીતથા સંગશારી તથાતુરકી તથા કીતાકી તથા કબચાકી તથા કનોજી તથા દેહરી વગેરે બોજાં ઘણાંએક મુલકનું લશકર જે અફરાસીઆબની મદદનું કરનારહતું તે પોતપોતાના સરદારનો કોનો લેવા ઉપર જાન ફેશાંની કરતું હતું, પણ ઇરાણી તથા જાબુલી તથા કાબુલી તથા હીંદી તથા અરબસતાની વગરે બોજાં ઘણાંએક મુલકનાં લશકરનાં પેહલવાંનોની તેજ તલવારથી બદ સેતારેનાં અફરાસીઆબનું તમામ લશકર આજેજ આવી ગયું, અને સરવે કોઈ લાચાર થઈ પોકાર મારી જીવતદાન માંગવા લાગા. તું કહે ગોયા તેવી સખત લડાઈ હક્તેકેશવર જમીનમાં થઇભી નહીં અને થશેભી નહીં. હેવી ખુનખાર ભરેલી લડાઈ થતી હતી. તે લડાઇ દલેર પેહલવાંનો નહીં કરતા હતા; ગોયા મોહોતનો કાશેદ કીનાંથી તલવાર મારતો હતો ! તે તલવાર પોતેજ કાસેદ હતો, અને તે લશકરમાંથી નગારાં તથા નોબત તથા નફેરી વગેરે પીત-

લની કરનાએ તથા ઘંટના અવાજ થતા હતા. તે અવાજે કરી જમીનભી લરજામાં પડી હતો, અને બેહુ તરફ મસત હાથી કશાકશી કરતા હતા, અને મસત હાથીની મીશાલના ઘોડા ચાલાક પાંઉ થઈ નાશતા હતા, અને દલેર જાબુલીઓની તલવારથી જેમ ચોમાસાના વખતમાં વરશાદનું પાણી વસ્શે, તે મીસાલ સવારોનું લોહી વરશાતું હતું, તથા જેમ સખત પવંન વાજે અને ઝાડનાં સુખાં પાતરાં જમીન ઉપર ગલી પડે, તે મીસાલ અફરાસીઆબની ફોજનાં સર જમીન ઉપર પડતાં હતાં, અને તે લશકરની ખુનરેજી જોઇને આસમાન ઉપરનો આફતાબભી ધાભરો પડીને વાદલમાં છુપો થઈ ગયો ! અને જાંહાં તીહાં વાદલ થઈ આવયું.

---

## હેકાયત લખીછે કે, વરસાદ વરસીઓ એકાએક આસમાન ઊપરથી અને બદબખતી ભરેલા પાદશાહા અફરાસીઆબના તુરાની પાંચ સરદારોનું ઇરાની તથા જાબુલી સરદારોના હાથ ઊપર મારયા જવું.

---

એમ કરતા આસમાન ઉપર એકાએક વાદલ થઈ આવયું, અને જેમ વરસાદના દહાડા ઉપર વાદલ ગાજે તે મીસાલ વાદલ પોકાર મારવા લાગું, અને હર તરફ ચલકાટ ભરેલી વીજ ચમકવા લાગી, અને તે સખત લડાઈના વખતમાં આસમાન ઉપરથી એકાએક વરસાદ વરસવા લાગો તેથી તે વખત નીચેથી લોહી, અને ઉપરથી વરસાદનું બેશુમાર પાણી વરશાતું હતું, તેણે કરી તે રએના મેદાનમાં મુવેલા આદમીની લોથ તથા સર તનાઈને ધસડાવા લાગાં, અને તે લશકર તથા પેહલવાનોનાં ઘોડા જેમ રેલનાં પાણીમાં માહી દોડે તે મીસાલ તરવા લાગાં. તેણે કરી તમામ લશકર બતંગ આવી ગયું, પણ એવા આફત ભરેલા વખતમાં ખુન ભરેલી લડાઈમાં નામના ઉઠાવનાર જાબુલી પેહલવાનો પોતાની તેજ તલવારે કરી તુરકી લોકોનાં ટોલે ટોલાં મારતા હતા. એવી તે ખુનરેજી ભરેલી લડાઇમાં કરતાહેલ નામનો એક

તુરકી પેહલવાંન એકાએક હીંદુસતાનના સરદાર ફ્રશમરજની મોકાબેલ આવી પોંહોંચયો, તે તુરકી પેહેલવાંન પોતાના હાથમાં સમશેર પકડી ઈરાણી તથા જાબુલી સવારોનાં સરને ખાકમાં નાખતો હતો. જેવાર દલેર ફ્રશમરજે તે કરતાહેલ પેહલવાંનને એ રવેશ ખુન ભરેલો દીઠો તેવાર શેરમરદ ફ્રશમરજે તે તુરકી પેહલવાંનની તરફ પોતાનો ઘોડો ચલાવયો, એમ કરતાં જેવાર તેની નજદીક જઈ પોંહોંચયો, તેજ વખત એક પોકાર સહીં જાનવરની મીસાલ મારયો, અને તે તુરકીને એમ કરી કહયું કે, “અય બેહુંદાં મગજના તુરકી પેહલવાન, અગર તું જાણતો નથી કે, શેરના ગોવારામાં લોખડી આવીને પોતાનો ચુંગાલ ઉઠાવે તે કયાં બર આવે ? વાસતે હવે તું સંભાલ.” એટલું કહીને પોતાની તેજ તલવાર ઉઠાવી. જેવાર તે કરતાહેલ પેહલવાંને પોતા ઉપર એવો મામલો દીઠો તેવાર ગુસશામાં આવીને તે ફ્રશમરજના સર ઉપર પોતાની શમશેરનો એક જખમ મારયો; પણ તે હોનર ભરેલા ફ્રશમરજે પોતાની ઢાલ ઉપર તે જખમ ઝીલી લીધો, અને તેજ વખત પોતાની તેજ તલવાર ઉઠાવીને તે તુરકીનાં સર ઉપર એવા તો જોરથી મારી કે, તે કરતાહેલ પેહલવાંનની ઢાલ દોધીનાં ખીરાની મોસાલ કાપી નાંખી, અને તેજ જરબે કરીને તુરકીને સરથી તે તેની સવારીના ઘોડા સાથે ચાર ટુકડા કરી નાંખયાં. અને તેવોજ તે તુરકીના લશકર ઉપર જઈ પડીને પોતાની તેજ તલવારે કરી તે ફોજને પરાગંદા કરી નાંખી.

હવે બીજી તરફ હાથીને જોરનો કેરશાસપસાંની જેની મોકાબેલ થાતો, તે જબરદસત સવારનાં કમરબંધ ઉપર પોતાની ચુંગાલ મારી તેને ઘોડાની પોઠ ઉપર ઉઠાવી લેઈ જે તરફ ફેંકી મારતો, તે તરફ બે ચાર સવારોને સાથે જીવથી મારતો હતો. એ રવેશ તે કેરશાસપસાંની પોતાના નામને વાસતે લડાઈ કરતો હતો. એવામાં તે નામદારની મોકાબેલ શેબાદ નામનો તુરકી પેહલવાન પોતાના હાથમાં ભારી ગોરજ ઉઠાવી આવી પોંહોંચયો, અને તે તુરકી પેહલવાંને આવતાંને વાર કલેજાંના જોરથી એક પોકાર મારી તે કેરસાસપસાંનીને એમ કરી કહયું કે, “અય સગજી બુનીઆદના નાદાન છોકરા, તું એ શું કામ કરેછે ? કે તું હમારા જબરદસત સવારોને ઘોડાની પોઠ ઉપરથી ઉઠાવી એક બીજા ઉપર

મારેછે, વાસતે હવે હું ભી જાણું કે તું કેવો એક જબરદસત પેહલવાન કેહેવાએછે, તેથી આએ મારા ભારી ગોરજનો જરબ સંભાલ." તે તુરકીએ એટલું કહીને બેહુ હાથે પોતાનો ગોરજ ઉઠાવયો. જેવાર એવો મામલો દલેર કેરસાસપસાંનીએ પોતા ઉપર દીઠો, તેજ વખત પોતાનાં સર ઉપર આડી ઢાલ પકડી, એવામાં તો તે શેબાદ તુરકીએ પોતાનાં ભારી ગોરજનો જરબ તે જાબુલી પેહલવાંનની ઢાલ ઉપર મારયો, તેના જરબે કરી કેરશાસપસાંનીની ઢાલનાં ફુલ તમામ છુદાઇ ગયાં, અને તે જરબના આચકાએ કરી તે દલેર જાબુલી પેહલવાંનનાં દેવજાદ અબલક ઘોડાની પીઠ કમાનની મીસાલ વાંકી વલી ગઇ, અને તે કેરસાસપસાંનીની આંખમાં જેમકે ખશશાની ઘંટી ફરે તે મીસાલ તે રએનું મેદાન તથા તમામ લશકર તે નામદારની આંખમાં ફરતું નજર આવવા લાગું. એમ કરતાં જેવાર તે દલેર પેહલવાંન પાછો શાવચેત થયો, તેવાર કેહર ભરેલાં વાડલનો મીસાલ જોશમાં આવયો, અને સેતાબ પોતાનો ગોરજ ઉઠાવીને તે શેબાદ તુરકીને એમ કરી કહયું કે, "અય નાલાએક તુરકી પેહલવાન, હવે તું આએ મારા ગોરજનાં જરબનો જરા નાસતો કર, કાંએજે એ લડાઇમાં તું છ દહાડા તથા છ રાતનો ભુખયો હશે ?" એટલું કહી પથરનો તોડનાર ગોરજને તે શેબાદ તુરકીની ઢાલ ઉપર એવો તો જોરથી મારયો કે, તેના જરબે કરી તે જબરદસત તુરકી પેહેલવાંનનું સર તેની ઢાલ સાથે કુટાઇ ગયું, અને તેની ગરદન સીનામાં ઉતરી તથા સીનો પેતામાં ઉતરયો- એ રવેશનો ગોરદાપેચ થઇ ઘોડાની પીઠ ઉપરથીં તે ખુનરેજીનાં લોહી તથા વરસાદનાં બેશુમાર પાણીમાં પડયો, તેશી તેની લોથ તે પાણી તથા લોહીમાં ડુબી ગઇ. તેવાર પછે દલેર કેરસાસપસાંનીએ પોતાનો ગોરજ ઉઠાવીને પાદશાહા અફરાસીઆબનાં લશકરની તરફ ગલબો કીધો, અને તે તુરકી લશકરનાં સવારોનાં સરને પોતાનાં ભારી ગોરજે કરી ગીરદોપેચ કરવા લાગો. તથા જે તરફ જંગી તમુર પોતાનાં નેજાનો જરબ મારતો તે તરફ તે જરબે કરી એક બે તરણ સવારોનાં સીનાં વીંધી જમીન ઉપર નાખતો. એ રવેશ તે નામદાર હર તરફ હુમલો કરી સખત લડાઇ ઉઠાવતો હતો, અને જેમ કે શેકારી ચીતો હરણ ઉપર ચુંગાલ મારે તે મીશાલ તુરકી સવા-

રોનાં હાથ ઉપર ચુંગાલ મારી તેની તલવાર છીનવી લેતો, અને તેજ તલવાર તેનાંજ સર ઉપર મારતો, તે જરબે કરી તે સવારનાં બે તુકડા કરી નાખતો હતો. એ રવેશની સખત લડાઈ કરતાં તે નામદારને ફરશીહુંન નામનાં તુરકી પેહલવાંને દીઠો. તેવાર ગુસસામાં આવી દેલાવર તમુર ઉપર અવાજ મારી એમ કરી કેવા લાગો કે, "અય બુરજીગર બરજોનાં બેટા, તું કાંઈ જંગલનો શેર છે ? ઇઆ કાંઈ દરીઆવનું મગરમછ જે કેહેવાએછે તે તું છે ? કે તું હમારા લશકર ઉપર એવડી બે દેહસત દસત દરાજી કરેછે. પણ તું જાણતો નથી કે હું નામદાર ફરશીહુંન એ સવારોનો સુપેહેસાલાર છેઉં, તો તું મારોભી જરા ડર રાખતો નથી."

એટલું કહીને તે તુરકી પેહલવાંન ગુસસામાં આવયો, અને જંગી તમુર ઉપર ગલબો કીધો. એમ કરતાં જેવાર તે તુરકી પેહલવાંન જાબુલી દલેરની નજદીક આવી પોહોંચયો, અને કીનાંથી પોતાની તલવાર ઉઠાવી કેહેર ભરેલાં દેલ સાથે તે તલવારનો જરબ હોનર ભરેલા તમુર ઉપર મારયો, તેવાર પેહલવાંન બરજોનાં બેટાએ સેતાબ પોતાના હાથમાં જે નેજો પકડેલો હતો તે લોઢાંનાં નેજાનો ઝપેટો તેનો તલવાર ઉપર એવો તો સફાઈથી મારયો કે, તે તલવારને કાચના કુપાંની મીસાલ તુકડે તુકડા કરી નાંખી, અને તેજ નેજો બીજી મરતબે ફરશીહુંનના સીનામાં એવાતો જોશથી મારયો કે, તેનું બખતર ફાડીને તે નેજો જેમ કે ગોરખરનાં સીનામાં દાખેલ થાય તે મીસાલ તે તુરકી પેહલવાંનનાં સીનામાં આરપાર થયો, અને તે તુરકી પોતાના જદાવદાર બખતર સાથે ઘોડાની પીઠ ઉપરથી જમીન ઉપર ખાકમાં પડયો. તેવાર પછે જંગી તમુરે કીનાં ભરેલા શેરની મીસાલ તુરકી અફરાસીઆબનાં લશકરનો તરફ હુમલો કીધો, અને તરીજી તરફ જંગી જેહાનબખસ પોતાના હાથમાં ભારી ગોરજ ઉઠાવીને જે સવાર ઉપર મારતો, તેને તેની સવારીનાં ઘોડા સાથે કુટી નાંખતો, તથા જે ઉપર પોતાની કીનાંની તલવાર મારતો તેને તેની સવારીનાં હાથી સુધાં ચાર ટુકડા કરી નાંખતો. એ રવેશ તે નામદાર સખત લડાઈ કરતો તથા તુરકી લશકરને બરહમ મારતો મારતો અફરાસીઆબની ખાશ ફોજમાં જઈ પોંહચયો, અને તે

જગા તુરકી લશકરને બરહંમ મારવા લાગો. તે મામલો જોઇને તુરકી લશાકરનો પેહેલવાંન મનોશાન નામનો હતો તેનું દેલ જોશ ભરેલું થયું, તેથી તે મનોશાન પેહલવાંને પોતાનો ઘોડો જેહાનબખ્ખસની તરફ ચલાવયો. અને એક પોકાર મારી તેણે દલેર જેહાનબખ્ખસને એમ કરી કહયું કે, "અય નાપાક હીંદુ બચા, મગર શું તું કાંઈ દીવાનો થઇ ગયોછે! કે, તું પાદશાહા અફ્રશસીઆબનીભી જરા શરમ રાખતો નથી ? અને તેના નામદાર પેહેલવાંનોનોભી જરા ડર કરતો નથી? કે એ રવેશ અમારા તુરકી લશકરને જીવથી મારેછે. પણ હવે હું તારા જીવનો લેનાર તારી મોકાબેલ આવી પોહોંચયો છું." એટલું કહીને તે મનોશાન નામના પેહલવાંને પોતાનો ભારી ગોરજ ઉઠાવયો, અને સુપેહસાલાર જેહાનબખ્ખસ ઉપર હુમલો કીધો. જેવાર શેરને પીતેના જેહાનબખ્ખસે તે પેહલવાંનને પોતા ઉપરએ રવેશ ગોરજ ઉઠાવી આવતો દોઠો, તેવાર તે દલેર પેહેલવાને સેતાબ પોતાનો ખાંધ ઉપરથી ઢાલ ઉતારીને સર ઉપર આડી પકડો. એવામાં મનોશાન નામનાં પેહેલવાંને પોતાનો ભારી ગોરજ ઉઠાવી જેહાનબખ્ખસની ઢાલ ઉપર ઘણાંએક જોરથી મારયો, પણ તે નામદાર એવા ભારી જરબને પોતાની ખાતેરમાં લાવેયો નહીં, તે જંગી જેહાનબખ્ખસ પોતે જાતે એવો તો જોરાવર હતો કે, એક દસત જેવા નામીચા પેહેલવાંનને આજેજ કીધો હતો. તથા ભારી તનનાં કેહકામ દેવને જીવતો પકડયો હતો. એવો તે જાબુલી પેહેલવાંન જબરદસત હતો, તેથી તે તુરકી પેહેલવાનનાં જરબને ગોયા એક મુકીનાં જરબ બરાબરભી ખાતેરમાં લાવયો નહીં. અને તે શેર નર પેહેલવાન જેહાનબખ્ખશ એવો તો ગુસસામાં આવયો કે, જો તે વખત તેનામદારની સામણે અંધારાં દોજખમાંથી ઘણાએક હેરેમનો એકદા થઇ આવેયા હતે તો તે જેઆંનગારોને એક લેજામાં સરથી તે પગ લગોન ચીરી નાખતે, તો એ તુરકી પેહલવાંનોનો તેની સામણે શું આશારો. એવો તે વખત જેહાનબખ્ખશ ગોસસામાં આવયો હતો. જેવાર મનોશાન પેહલવાંને તે જેહાનબખ્ખસની ઢાલ ઉપર પોતાના ગોરજનો જરબ મારયો તે જરબને રદ કરી નાંખયા પછે, તે દેલાવરે ચીંતાની મીસાલ પોતાની ચુંગાલ મારી સેતાબ તેનો કંમરબંધ પકડીયો, અને તે તુરકી પેહેલવાંનને તેના ઘોડાની પીઠ ઉપ-

રથી ઉઠાવી લીધો, અને જેમકે એક પથરને હવા ઉપર ફૂંકે તે મીસાલ તે તુરકી પેહલવાનને ઊંચો ફૂંકી દીધો. જેહેવાર તે ઊંધે બખતનો તુરકી પેહેલવાંન હવા ઉપરથી ગુમરી ખાઇ નીચે આવેયો, તેવાર જંગી જેહાન-બખસે સેતાબ મેઆનમાંથી તલવાર ખેચીને તે તલવારનો હાથ એવો તો સફાઇથી મારયો કે, તે મનોશન પેહેલવાંનને દાધીનાં ખીરાની મીસાલ કાપી નાંખયો. અને તેજ વખત તલવાર ઉઠાવી તુરકી લોકોને જીવથી મારવા લાગો. હવે ચોથી તરફ શેર દેલ બરજો કીનાંથી લડાઇ કરતો હતો, તે નામદારની તલવારે કરી આદમીઓનાં લોહીનો દરીઆવ જારી થાતો હતો. અને તે દેલાવર એવો તો જોશમાં આવયો હતો કે, તેના સામણે જે કોઈ આવતો તેને એક હરનના શેકારની મીસાલ જાણતો-અને તે નામવર જેની ઉપર પોતાનો ગોરજ મારતો તે સવારને માટીન, ઘડાની મોસાલ કુંટી નાંખતો. તથા જે તરફ તાજબખસ રૂસતમ હુમલો કરતો, તે તરફ એક એક હુમલામાં પાંનસો સવારને કતલેઆમ કરી નાંખતો. તથા જેમ ભુખેઓ શેર ગોસપંદનું ગેરેબાન પકડી લીએ તે મીસાલ તુરકી સવારનું ગેરેબાન પકડીને બીજા તુરકી સવાર ઉપર ફૂંકી મારતો તેણે કરી બીજા દસ પંદર સવાર જીવથી મારયા જતા હતા. તે નામદાર જેહાંનપેહલવાંન રૂસતમ એવો તો કીનામાં આવેયો હતો કે, તે દેલાવરની સામણે જો કોહે બેસતુન નામનો ભારી પાહાડ, તે વખત આવતે તો તે પહાડનેભી આસાંનીથી ઉઠાવી જમીન ઉપર ઇઆ બીજા પહાડ ઉપર મારતે તો તે બેઉ પહાડનાંભી તુકડે તુકડા કરી નાંખતે, એવો તે નામદાર રૂસતમ તે વખતે જોશમાં આવેલો હતો. તે લડાએક જાલેજરનો બેટો, બાજી તુરકી સવારનાં ઘોડાની દુમ પકડી લેતો, અને તે ઘોડાને પોતાનાં સર ઉપર ગોફંનની મીસાલ ફેરવી જે તરફ ફૂંકો મારતો તે તરફ તુરકી લશકરનાં પચાસ સવારનો ઘાણ કાઢો નાંખતો. એ રવેશ તે તેહમતંન રૂસતમ સખત લડાઇ કરતો હતો. વલી જે તરફ પાકદીનનો પાદશાહ કે-ખોસરો પોતાના હાથમાં કમાન પકડીને તે ઉપર ખેંદગી તીર ચઢાવી મારતો, તે તરફ તુરકી લશકરનાં પાચ, છ અને સાત સવારને જીવથી મારતો. તથા જે તરફ જંગી બીજંન તથા દલેર ગસતેહંમ એ બેઉ પે-હેલવાંનો પોતાના હાથમાં નેજા પકડીને લડાઈ કરતા હતા, તે તરફ આ-

દમીઓની લોથ ઉપર લોથ નાખતા હતા. તે મેદાનમાં તું કેહે ગોયા સવારોની લોથ સેવાએ કાંઈ બીજું નજર આવતું હતુંજ નહીં. તથા જે તરફ નામદાર જાલેજર વગેરે બીજા તમામ પેહેલવાનો લડાઈ ઉઠાવતા હતા, તે જગાએ જેહુંનના દરીઆવની મીસાલ આદમીઓનું લોહી મોજ મારતું હતું. તથા તે ખુનરેજી ભરેલાં મેદાનમાં શેરને પીતેનો જેહાનસુજ, તથા દલેરી ભરેલો કરીમાન, એ બેહુ ભાઈતો જેમ ગોસપંદનાં ગોવારામાં બે મસત શેર પડે અને ગોસપંદોની ખરાબી કરે, તે મીસાલ બેદાદગર અફ્રાસીઆબના લશકરની ખરાબી કરતા હતા. તેથી તમામ તુરકી તથા માજંદરાની તથા આદી તથા સગસારી વગરે જાદસુમનું એ તમામ લશકર બતંગ આવીને નહાશવાનો ચારો ઢુંડતું હતું. પણ ઇરાણી તથા જાબુલી તથા એરબી લશકર તથા પેહેલવાંન એ સરવે કોઇની દોડ ધુપ આગલ તે તુરકી લશકરને નાશવાની જગાભી નહી મલતી હતી, કે તે બીચારાઓ હરેક તરફ નાશીને પોતાનો જાન બચાવી શકે. પણ તેથી ઉલતું અફ્રાસીઆબનું તમામ લશકર જે મીસાલે પાંજરામાં પોપત બંધ હોએ, તે મીસાલ બંધમાં આવોલું હતું. ઇઆને તમામ ઇરાણી તથા જાબુલી તથા અરબસતાની સરદાર લોકો પોત પોતાની ફોજ સાથે તુરાની લશકરની આસપાસ ફરી વલીને તલવાર મારતા હતા, અને જેમ કે હરંન તથા ગોરખરનાં શેકાર ઉપર શેર ગલબો કરીને તે શેકારને જીવથી મારે તે મીસાલ તુરકી સવારોને મારતા હતા. હેવી કીનાં ભરેલી લડાઈ જોઇને એ બુઢા આસમાન ઉપરથી તમામ ફ્રેસતાભી આજેજ આવીને પોકાર મારવા લાગા! અને કેહેવા લાગા કે, અય પેહેલવાન લોકો, હવે એ રસતાખેજ સરીખી લડાઇ બંધ કરો. એ રવેશ ફરેસતાઓ પોકાર મારી કહેતા હતા. તે વગરે જમીન તથા જમાનો તે ખુન ભરેલી લડાઇ જોઇને બીતાબ થઇ ગીયોહતો! તથા જમીનની તલે જે ગાવ કેહેવાય છે, તે ગાવ પણ એ ભારી બોજાથી ઇઆને તે ભારી લશકરના બોજાથી આજેજ આવી એમ કરી કહેવા લાગી કે, "અય ભલા આદમીઓ, તમો સેતાબ ખશી જાવો! અગર નહી તો એ જગા ધરતીકંપ થશે." એ રવેશ તે ગાવભી આજેજ આવી જમીનની નીચેથી પોકાર મારતી હતી. પણ એ ધરપકડ ભરેલી લડાઇમાં કોઇ

કોઇનો અવાજભી સાંભલતા નહી હતા. એવી તે ખુનખાર લડાઇ થતી હતી.

એવા જોસા અને ખુન ભરેલા વખતમાં, હાથીને જોરનો તથા શેરને પીંતેનો તથા સામે સવારનાં ખાનદાનનો નામનો ઉઠાવનાર દલેર જેહાંનસુજ પોતાની શમશેર ઉઠાવી. પાદશાહા અફ્રાસીઆબની ખાસ ફોજમાં ચીંતાની મીસાલ જઇ પડયો. અને એક પોકાર મસત વરૂની મીસાલ મારીને પાદશાહા અફ્રાશીઆબને કહેવા લાગો કે, "અય ઉંધાં બખતના, જોલંમના પેશાના કરનાર બેદાદી ભરેલી કમ અકલના એ હોરમત જાદુગર તુરકસતાનના પાદશાહા, હવે તારી મદદનાં કરનાર દેવ તથા જાદુગર લોકો કે જે અરધી રાતને વખત સખખુન મારવા આવતા હતા તે બદ કેરદારો કયાં ગુમ થઇ ગીયાં? પણ અય બેદાદગર અને જુલમના પેશાના કરનાર પાદશાહા, હવે તું તારા દેલમાં ખાતેર જમે રાખજે કે, તુને હવે તારો જીવ બંચાવવો ઘણો કઠણ પડશે. હવે હું તારા જીવનો લેનાર શેરમરદ બરજોનો બેટો જંગી જેહાનસુજ તારી નજદીક આવી પોંહોંચયો છું." એટલું કહીને જેમકે બબર જાનવર મસતીથી હુમલો કરે, તે મીસાલ હુમલો કરતો તે તુરકી અફ્રાસીઆબ ઉપર ગયો, અને જે કોઇ તુરકી દલેર તેની સામણે થતા તેને મારતો મારતો બેદેહશત અફ્રાસીઆબની તરફ ચાલયો. એવો મામલો નોસાદ નામનાં તુરકી પેહલવાંને તુરકી લશકરની કલબધાહામાંથી દોઠો, કે બરજોનો બેટો બેદેહશત તુરકસતાનના પાદશાહાને લામફાશ સખુન બોલી, તુરકી લશકરને મારતો મારતો એ તરફ ચાલેયો આવેછે. એવો મામલો જોઇને તે નોસાદે પોતાના ઘોડાને જંગી જેહાનસુજની તરફ રેલવયો. જેવારે તે બેહુ દલેર એક એકની મુકાબેલ થાએયા તેવાર તે નોસાદ નામના તુરકી પેહેલવાંને કીનાંથી પોતાની તલવાર ઉઠાવી અને જંગી જેહાનસુજને એમ કરી કહયું કે, "અય બુરજીગર બરજોનાં બેટા, તારામાં એટલી તે શું તાકાત છે કે તું મારા પાદશાહાનો એક બાલભી વાંકે કરી શકે! તે કરતાં અગર તું જોરાવર પેહેલવાન કહેવાએ છે, તો હું બી જોઉં કે તું આએ મારી તેજ તલવારનો જરબ શી રવેશ સંભાલે છે." તે તુરકીનુ એટલું કહેવું કે, દેલાવર જેહાનસુજે પોતાનાં લોઢાંનાં બખ

તરની આસતીન જે બાંધ ઉપર ચઢાવી હતી, તે સેતાબ પાછી ઉતારીને પોતાનાં સર ઉંપર ઢાલ પકડી અને જમણા હાથની ચુંગાલ ખાલી રાખી. એવામાં તુરકી નોસાદે હુમલો કરતો આવીને પોતાની તેજ તલવારનો જરબ જોહાનસુજની ઢાલ ઉપર માર્યો, પણ તે હુનર ભરેલા બરજોના બેટાએ તે તુરકીનાં જરબને પોતાની ઢાલ ઉપર રદ કરી નાંખયો. અને સેતાબ પોતાના સીધા હાતની ચુંગાલ મારી તેનો કમર બંદ પકડી લીધો, અને જેમ કે એકમરદ નાંઘલા બચાંને જમીન ઉપરથી ઉઠાવો લીએ તે મીસાલ તે નોસાદ પેહેલવાંનને ઘોડાની પીઠ ઉપરથી ઉઠાવી અફરાસીઆબ ઉપર ફૂંકી માર્યો. તેથી તેનો ગરદન એક મોરગની મીસાલ તુટી ગઇ અને તે તુરકી પેહલવાંનનો જીવ નીકલી ગયો. એવો સખત મામલો પાદશાહા અફરાસીઆબે જોઈ, પોતાનાં સુપેહેસાલાર પીરાંન વજીરને એમ કરી કહેવા લાગો કે, "અય નામદાર પીરાંન, તું જોએ છે કે, એ લડાઈમાં તમામ જામુલી બચાઓ આપણાં લશકર ઉપર નાહક જુલમ કરે છે! એ સરવે જામુલીઓ કીનામાં આવીને મારા નામીચાં લશકર તથા પેહેલવાંનોને જીવથી મારે છે. તે કરતાં આએ બુરજીગર બરજોનો બેટો જોહાનસુજતો કીનાંને વખત ગોએયા સગજી રૂસતમ કરતાં બરતર છે. કેમકે એનાં જેવો જોરતો સગજી બચા રૂસતમમાંભી મેં દીઠો નથી, બલકે કાને સાંભલયોભી નથી. તું કહે, એ નાદાન છોકરો તો ગોએયા મારાં જીવની બલા આવી લાગીછે કે, એવા મારા નામીચા પેહલવાંનને ઉઠાવી બેદેહેશત ફૂંકો મારેછે, અને એ જોહાનસુજતો કોઇથી ડરતોજ નથી." એ રવેશ પીરાનને કેહોને, તે ઊંધાં બખતનો પાદશાહા અફરાસીઆબ પોતાનાં તમામ પેહેલવાંનો ઉપર અવાજ મારી કેહેવા લાગો કે, "અય તુરકસતાનનાં નામદાર પેહેલવાંન લોકો, તમો એ લડાઇમાં તમારા જીવથી હેવા આજેજ કેમ આવી ગોઆ છો? કે આએ એક જામુલી છોકરો જોહાનસુજ કેટલોએક વાર થાયા મારો ખાશ ફોજમાં જેમ દીવાનો હાથી મસતી કરે તે મીસાલ મસતીથી મારા સવારોને જીવથી મારેછે, અને તમો કોઇ એ બરજોના બેટાનો સામણે મુકાબેલ થાઇને એનું સર કાપી ખાકમાં કેમ નહીં નાંખતા? તે કરતાં તમે સરવે કોઈ તમારી નજરે જુવોછો ઇઆ જોતા નથી કે, એ રજાલા છોકરાએ

મારી આબરૂ શી રવેશ લીધી. કે એવું બેમલાજાનું કામ આજ લગીન કોઈ પેહેલવાંને મારી સાથે કીધું નથી. કે એ ખુની દેલના જાબુલી પેહેલવાંને આપણાં નોસાદ પેહલવાંનને તેના ઘોડાની પીઠ ઉપરથી ઉઠાવી મારે ઉપર ફેંકી મારયો તેથી તે નામદાર પેહલવાંન મારા હાથીનાં ઓધા સાથે અથડાઈને જીવથી મારયો ગયો. અને વલી મનેભી એમ કહેછે કે, હું તારો હરીફ આવી પોહોંચયો છું. એ બુરજીગર બરજોનાં બેટા ઉપર હું ઘણાંભી તોરનો વરસાદ વરસાવું છું, પણ એ જેહાનસુજ પોતાનાં હોનરે કરી મારા તીરોને રદ કરી નાંખેછે, અને બેદેહસત મારી તરફ હુમલો કરી આપણી ફોજને મારતો મારતો મારે ઉપર આવેયો છે. અને તમો એટલા પેહેલવાંનો મારી ખેદમતમાં હાજેરછો, અને એ એક જાબુલી પેહેલવાંનને મારી સામણેથી પાછો નહીં ફેરવી સકતા એ ઘણી અફસોશની વાત છે."

એ રવેશ તે ઊંધે બખતનો તુરકસતાનનો પાદશાહા અફરાસીઆબ, પોતાના પેહેલવાંનો ઉપર બાંગે બોલંદ અવાજ મારી કેહતો હતો. તે અવાજ તુરકી હોમાને સાંભલયો, તેથી તેનું દેલ કીનાંએ કરી તપ ભરેલું થયું, અને મોહો ગોસા ભરેલું કરી સેતાબ દલેર જેહાનસુજની સામણે આવયો, અને તે જાબુલી પેહલવાંનનો રસતો બંધ કીધો. પછે સુપેહેસાલાર હોમાન, બરજોનાં બેટાની તરફ નેઘાહ કરી જોવા લાગો, તોયાં જોયશું કે, તે જેહાનસુજનેતો તેનાં બાપ બરજો કરતાંભી જોરમાં તથા હોનરમાં જીઆદા દીઠો, તેથી તેનું દેલ નામોરાદ થઈ ગયું. પણ પોતાના નામની શરમને વાસતે આવાજ મારી જંગી જેહાનસુજને એમ કરી કહયું કે, "અય બુરજીગર બરજોના બેટા, તું શું હમો તુરાણી નામદારોને પીછાનતો નથી કે, કેટલોએક વાર થયો હમારા પાદશાહાની ખાશ ફોજમાં આવીને બેઅદબીથી દલેર તુરાણી સવારોને જીવથી મારે છે? અને વલી હમારા દાદગર પાદશાહા અફરાસીઆબને અબે તબેનાં સખુન બોલેછે. માટે મને એવું માલુમ પડેછે કે, તું તારા જીવથી ધરાયો છે. અને તાહારાં મોહોતે સેતાબી કીધાથી તું અમારા પાદશાહાની સામણે દોડયો જાએછે! અગર તું તારા દેલમાં એમ કરી જાણતો હશે કે, મારા જેવો દેલર પેહેલવાંન એ કીનાં ભરેલાં મેદાનમાં કોઈ

બીજો છેજ નહીં. પણ તું એ વાતમાં ગફલત ખાએછે. જેવાર હું કો-નાંથી મારો ભારી ગોરજ ઉઠાવું છું, તેવાર અલબોરજ પહાડભી મારી પાસે આવેછેથી જીનહાર માગેછે! અને હું કીનાંને વખત તો ઇરાની તથા જાબુલી પેહલવાંનોને મારા કશા હીસાબમાં ગણતોજ નથી." જે-વાર નામના ઉઠાવનારજેહાંનસુજે તુરકીહોમાનનોજોબાનથીહેવા લાફના સખુન સાંભલેયા, તેવારતે બરજોનો બેટો તેહોમાનની વાત ઉપર હશયો, અને પોતાનો ભારી ગોરજ ઉઠાવી તુરકી હોમાન ઉપર હુમલો કીધોછે. પ-છે એક પોકાર શાહીં જાનવરની મીસાલ મારો એમ કરો કહયું કે, "અય ર-જાલા તુરકી, અગર તું તુરાણી લશકરમાં જેહાન પેહલવાન કહેવાયછેતો હું એક નાતવાન જાબુલી નાદાન છોકરાના ગોરજનો જરબ સંભાલ." તે દલેર જેહાનસુજનું એટલુ કહેવું કે, સુપેહસાલાર હોમાંને પોતાનાં સર ઉપર ઢાલ પકડી. હેવામાં શેરને પોતેનો જેહાનસુજ તેની તરફ હુમલો કરતો જઈ પોંહોંચયો, અને ચાહીઉ કે, પોતાનાં ગોરજનો જરબ તેની ઢાલ ઉપર મારે. તે દબદબો જોઇને વીશેનો બેટો હોમાન પોતાનાં દેલમાં ડરયો, અને સેતાબ પોતાના ઘોડાના જીન ઉપરથી દુ-મની તરફ ખીસી બેઠો. હેવામાં જંગી જેહાનસુજે પોતાના ગોરજનો જરબ તે પેહલવાંન ઉપર મારયો. પણ તે ભારી જરબ હોમાનનાં તંન ઉપર કારી નહી લાગો, પણ તે ગોરજ તેના ઘોડાના જીન ઉપર લા-ગો, તેથી તે પાહાડની મીસાલના ઘોડાની કમર તુટી ગઈ, તેણે કરી તે ઘોડો તથા હોમાન પછાડ ખાઇ બેહુ જમીન ઉપર પડયા, તેથી તુરકી હોમાનનો એક હાથ ઘોડાની દબાનમાં આવયો, તેણે કરી તે હાથ ઉતરી ગયો તેનાં સબબથી તે વીશેનો બેટો હોમાન ઘાભરો પડીને સેતાબ જમીન ઉપરથી ઉઠી પંજદીનાં વાએની મીસાલ પાદશાહા અફરાસીઆ-બની તરફ નાશી ગયો. જેવાર હેવો જોર તથા દબદબો પાદશાહા અફ-રાસીઆબે જંગી જેહાનસુજનો દીઠો, તેવાર પોતાની નજદીક તુરકી પેહલવાંનો હતાતેમાંથી પાંચ પેહલવાંનને હુકમ કીધો કે, "તમો અતરે ઉ-ભારહી સુ જોવો છો? એ બુરજીગરનાં છોકરા ઉપર તમો લોકો એક દમ ગલબો કરીને તેનાં સરને કુટી નાંખો." જેવાર પાદશાહા અફરાસી આબની જોબાનથી એવો હોકમ તે સરદારોએ સાંભલયો, તે વાર તે

પાંચ પેહલવાંનોએ પોતાનાં ગોરજ ઉઠાવી સેતાબ નામદાર જેહાનસુજ ઉપર એકઠો હુમલો કીધો. તેમાં એક લોહાક, તથા બીજો કરૂએજરેહે, તથા તરીજો સપેહેરંમ, તથા ચોથો કેહેરમ, તથા પાંચમો ફરશેવદ, એ પાંચ પેહલવાંનોએ પોતાના ઘોડા જંગી જેહાનસુજની તરફ દપટાવેયા. તે પાંચે તુરકીઓને પોતા ઉપર હોમલો કરી આવતા જોઇ, લડાએક જાબુલી પેહેલવાંન એવોતો ગરમ થયો કે, જેમ તેજ આતશમાં લોહુ ગરમ થાય તે મોસાલ ગરમીમાં આવીને પોતાને એક હાથે ભારી ગોરજ ઉઠાવયો, અને બીજા હાથમાં ઢાલ પકડી અને તે પાંચો તુરકો પેહલવાંનો ઉપર મસત શેરની મોસાલ હુમલો કીધો, અને તે તુરકીઓની સાથે ગોરજ બાજીની લડાઈ કરવા લાગો. અને તે તુરકી પેહલવાંનોના ગોરજના જરબને પોતાની ઢાલ ઉપર ઝીલી લેતો, અને નામવર જેહાનસુજ, જે પેહલવાંનની ઢાલ ઉપર પોતાનાં ગોરજનો જરબ મારતો તે પેહલવાંન પોતાના હાથ તથા ગરદન તથા બાજુથી જખમો થઇ સેતાબ પોતાનાં ઘોડાનો લગામ ફેરવી હર તરફ નાશી જતો. તે મામલો જોઈ બેદાર બખતનો જાબુલી પેહેલવાંન દંમબદંમ જોસમાં આવતો. હેવો મામલો દુરથી બદ કેરદાર અફરાસીઆબે દીઠો, તેથી સેતાબ બીજા પાંચ પેહલવાંનોને પેલા તુરકીઓની મદદને વાસતે મોકલયા. તેહેમાં એક અરખાશ, તથા બીજો મરદાશ, તથા તરીજો અખવાશ, તથા ચોથો જંમજમે, તથા પાંચમો જેહેમુદ, એ પાંચ પેહલવાંન કીનાંથી આજર ગોશસપની મીસાલ ગોસસા ભરેલાં દેલ સાથે બુજોરગ ખાનદાનનાં જેહાનસુજની તરફ કીનાંથી આવી પોંહોંચયા. અને પોતાની તલવાર તથા ગોરજ ઉઠાવી નામદાર બરજોના બેટા ઉપર હુમલો કીધો. પણ સરફરાજ જાબુલી જેહાનસુજ તે વખત એવો તો ગોસસામાં આવયો હતો કે, તે દસ તુરકો પેહલવાંનો સાથે જુમબેશ ભરેલી લડાઇ કરતો હતો, અને હરતરફ પોતાનો ઘોડો દપટાવી તે તુરકીઓને આજેજી ભરેલા કરતો હતો. એવામાં એકાએક તે તરફ જેહાન પેહેલવાંન રૂસતમનો બેટો શેરમરદ ફરામરજ આવી પોંહોંચયો. તે દેલાવરનાં હાથમાં એલમાશનાં લોહાંનો શમશેર પકડેલી હતી, અને તેનું તમામ બખતર સર થીતે પગ લગીન ખુનમાં ગરક થએલું હતું, તેથી એકાએક તે શેરમર-

દને કોઈ પીછાનતું હતું નહીં, કે એ દેલાવર પેહલવાન કોણ છે, અને કોણની મદદને વાસતે આવયોછે. એ રવેશ તે તમામ પેહલવાનો દલેર ફરામરજને જોઇ અંદેશામાં હતા. શાવાસતે કે તે દેવોની બાજુનો બાંધનાર ફરામરજ તે વખત એવો તો લોહીમાં ગરક થએલો હતો કે, ગોયા એક લાલ રંગનો પાહાડ નજર આવે તેં મીશાલ નજર આવતો હતો.

## હેકાયત લખીછે કે, છીનવી લીધો તુરાની પાદશાહ અફરાસીઆબનો જુંડો જંગી જેહાનસુજે અને મારયા ગયા બે તુરાની પેહલવાનો જાબુલી નામદારોના હાથ ઉપર તથા શેકસત ખાધી તુરકી લશકરે.

એમ કરતાં તે હીંદુસતાનનો સરદાર ફરામરજ પાદશાહા અફરાસીઆબની ફોજમાં આવી પોંહોંચયો. તીયાં આવતાંને વાર જોએ શું કે, જંગી જેહાનસુજનો ઉપર દશ તુરકી પેહેલવાનોને હુંમલો કરતા દીઠા. તેવાર એક પોકાર પોતાના કલાજાનાં જોરથી મસત જાનવરની મીશાલ મારયો અને તે તુરકી પેહલવાનોને એમ કરી કહયું કે “અય ઊંધે બખતના લાજ વગરના રજાલા પેહલવાનો, તમો દશ વરૂ એકઠા થઇને એક નાંધલી ઉમરનાં ચીંતાની ઉપર પોતાની ચુંગાલ મારો છો, કે, એ શેહરમરદ બરજોના બેટા જંગી જેહાનસુજનો જાન લેવો, તોપણ તમો દશ બદકેરદારોએ દલેરની બરાબરી કરી શકતા નથી, તો તમો તમારાં નામ પેહલવાનોમાં શું કરવા ધરાવો છો? બેહતર છે કે, તમારાં નામો સીપાહી તરીકે તો નહીંજ પણ ચરકાંની કાંતનારી ઓરત લોકોમાં લખેઆં જોઇએ.” એ રવેશ તે તુરકીઓને તાનાં મારી પછે નામદાર ફરામરજે પોતાના હાથમાં તલવાર પકડેલી હતી તે ઉઠાવી, અને સેતાબ તે તુરકી પેહલવાનોની તરફ દોડયો. એવામાં એક મરદાશ નામનો પેહલવાંન જે જેહાનસુજની સાથે લડાઈ કરતો હતો, તે કીનાંથી પોતાનો ગોરજ ઉઠાવી ફરામરજને મોકાબેલ ગયો, તેવાર

ગુસાથી અબરૂ ઉપર ચીન ચહડાવીને તે મરદાશ પેહલવાને પોતાનાં ભારી ગોરજનો જરબ જાબુલી ફરામરજનાં સર ઉપર મારયો, તેવો મામલો જોઈ નામવર ફરામરજે સેતાબ પોતાનાં સર ઉપર આડી ઢાલ પકડી, પણ તેના તુરકી ગોરજનો જરબ ઢાલ ઉપર એવો તો જોરથી લાગો કે, તે ઢાલનાં કેટલાંએક ફુલ છુંદાઇ ગયાં, અને તે ફુલમાંથી આતશનાં શોલા ઉઠયા. તે ગોરજના જરબનો આંચકો એવો તો સખત લાગો કે, ફરામરજના ઘોડાની કમર કમાનની મીશાલ વાંકી વલી ગઈ.

જેવાર દલેરો ભરેલા પેહલવાન ફરામરજે તે મરદાશ તુરકીના ગોરજનાં જરબનો હેવો જોર દીઠો, તેવાર પોતાના દેલમાં હોશીઆર થાયો, અને કીનાંથી ગોસામાં આવી બહારનાં વાદલની મીશાલ પોકાર મારીને તે તુરકી પેહલવાનને એમ કરી કહીઊં કે, "અય બદકાર તુરકી, હવે આ તારાં લોહીની પીનાર તલવારનો જરબ તાહારી ઢાલ ઉપર સંભાલ." તે નામદારનું એટલું કહેવું કે, તે મરદાશ પેહલવાંને તેજીથી પોતાના સર ઉપર આડી ઢાલ પકડી, પણ શેરમરદ ફરામરજે પોતાની તલવારનો જરબ તેની ઢાલ ઉપર એવી તો સફાઇથી મારયો કે, તેની ઢાલ તથા તેનાં સર ઉપરની ફોલાદની કોલાહા કાપી તે જરબ તેની ખાંધ ઉપર ઉતરયો, અને તેની ખાંધ કાપીને તે જરબ તેની કમર લગી ઉતરયો તેવીજ તે તલવાર તેના ઘોડાની પીઠમાં લાગી, તેણે કરી તે ઘોડો તથા તે તુરકી પેહાવાંન એ બેહુના ચાર ટુકડા થઈ જમીન ઉપર પડયા. જેવાર એવો મામલો દલેર જેહાનસુજે દોઠો કે, સરફરાજ ફરામરજે એ તરફ આવતાંને વાર એક તુરકી પેહલવાંનને જાનથી બેજાન કરી નાંખયો, તયારે તે બરજોનાં બેટાનું દેલ કીના ભરેલું થયું પણ તે વખત તેની સામે તુરકી પેહલવાનો લડાઇ કરતા હતા. તેમાંના એક પેહલવાંન જમજમે નામનો તે જેહાનસુજનો સામે આવી પોંહોચયો. તેજ વખત નામના ઉઠાવનાર જેહાનસુજે, પોતાનો ભારી ગોરજ ઉઠાવી તે તુરકી પેહલવાનની ઢાલ ઉપર એવાતો જોરથી મારયો કે, તે જમજમેની ઢાલ જેમ કાચનાં સીસાના તુકડા થઈ જાય તે મીસાલ તેનો ઢાલનાં તુકડા થઈ ગયા, અને તે ગોરજનો જરબ તેનાં સર ઉપર લાગો. તેણે કરી તેનું સર તથા તન છુંદાઇને એકશાન થઈ ગયું. એવો સ-

ખત મામલો દીઠાથી બીજા જે કોઈ તુરકી પેહેલવાન તેની મોકાબેલ ઉભા રહી લડાઈ કરતા હતા, તેઓનું દેલ જંગી જેહાનસુજની તથા નામદાર ફરામરજની દેહેસતથી પારાની મીસાલ ધુજવા લાગું. પણ તે લોકોનાં સર ઉપર જાદુગર અફરાસીઆબ ઉભેલો હતો, તેનો ડર તથા પોતાના નામની શરમથી તે લોકો નાહશી શકેઆ નહી, એમ કરતાં પેહેલવાન ફરામરજ તથા જંગી જેહાનસુજ, એ બેઉ પેહેલવાંનો ના હાથ ઉપર બીજા પાંચ તુરકી પેહેલવાનો જખમી થયા. તેથી સરવે કોઈ દેહેસતમંદ થાઈ હર તરફ નાહાશવાની કોશેશ કરવા લાગા. એવામાં બેદાદગર અફરાસીઆબની ખાસ ફોજમાં, એકાએક નામદાર દસતાને જાલેજર, તથા શમશેરનો મારનાર જેહાનબખશ, તથા મીલાદનો બેટો ગુરગીન, એ તરણે નામદારો પોત પોતાના હાથમાં નેજા પકડીને આવી પોહોંચયા. તયાં આવતાંનેવાર બુજોરગી ભરેલો જાલેજર જોએ શું કે, શેરની હીમતનો પેહલવાન ફરામરજ, તથા મરદાને મરદની મીસાલના જોરનો રાખનાર જેહાનસુજ, તે બેહુ પેહલવાંન પોતાના હાથમાં કીનાની તલવાર પકડીને હર તરફ હાથીનો મોસાલ હુમલો કરી તુરકી લશકરનાં ટોલે ટોલાં મારતા હતા.

જેવાર બુજોરગવાર જાલેજર તે બેહુ નામદાર લોકોને, અફરાસીઆબની ખાશ ફોજમાં દાખલ થઈ તુરકી લશકરના સવારો ઉપર તલવાર મારતા દીઠા, તેવાર બુજોરગવાર જાલેજરે અવાજ મારી નામવર ફરામરજને કહયું કે, "અય મારા દલેર બેટા ફરામરજ, એ વખત તુંને એક મરદાનગીનું કામ કીધું જોઇએ કે, બેદાદગર અફરાસીઆબનો ખાસ જુંડો તારી કબજમાં લાવવો જોઇએ." એ રવેશ જાલેજર અવાજ મારી ફરામરજને કહેતો હતો. એવામાં જાલેજરની પીઠ પછવાડે મોલાદનો ગુરગીન હતો તે કહેવા લાગો કે, એ સામેસવારના યાદગારી ભરેલા બીદાર બખતનાં જાલેજર, એ કામ કાંઈ ફરામરજનું નથી એ કામ તો હું મોલોકના લેનાંર અને શમશેરના મારનાર અને દેવોની ગરદનમાં કમંદના નાખનાર અને બુલંદ મરતબાના અને લડાએક શેહરની હીમતના નામના ઉઠાવનાર મીલાદના ગુરગીનનું એ કામ છે." એ રવેશ તે ગુરગોન મશકરીથી જાલેજરને કેહેતો હતો. તે

અવાજ હોનર ભરેલા જેહાનબખશે સાંભલયો, તેવાર નામદાર જેહાનબ ખશ સેતાબ તે જગોએથી કેટલોએક દુર નીકલી જઈને પોતાની પાસે થી નેકાબનો પરદો બાહેર કાહડી પોતાના મોહડાં ઉપર ઢાંકયો કે પેલા ગુરગીનની દલેરી જોઈ શકે. એવો એરાદો કરીને દલેર જેહાનબખ શ નેકાબદાર થાયો, અને પોતાના ઘોડાને એડ મારી ગુરગીનની તરફ ચાલીયો, એમ કરતાં જેવાર તેની મોકાબેલ આવી પોંહોંચયો, તેવાર પોતાનો ભારી ગોરજ ઉઠાવી તે મીલાદનાં ગુરગીનને એમ કરી કહયું કે, "અય રજાલા ઇરાની પેહલવાન, તું મારા પાદશાહા અફરાસો- આબનો જુંદો છીનવી લેવા ચાહેછે, તો તે જુંદાને છીનવી લેજે અ- વલ તો આ મારા ભારી ગોરજનો જરબ સંભાલ." નામદાર જેહાન- બખશનું એટલું કહેવું કે, તે મીલાદનો બેટો ગુરગીન એકાએક ગા- ભરો પડી ગયો અને જેમ આસમાન ઉપરથી બરફ વરશે અને ગો- સપંદનું ગોવારૂં અકડીને ધુજે તે મીસાલ ધુંજવા લાગો, અને દા- બા જમણી જોઇને નાહાસવાનો ચારો જોવા લાગો. પછે ગાભરો પડીને નામદાર જાલેજરને આવાજ મારી કહેવા લાગો કે, "અય જાબુલી અ- નજુમનના સરદાર, તું સેતાબ મારી મદદે આવી પોંહોંચ, કાંએ કે આ કોઇ નેકાબદાર સવાર કીનાનાં વાદલની મીસાલ જોસ કરતો મારી ઉપર હુમલો કરી આવયો છે, અને મારો પેયારો જીવ લેવા ચાહેછે" જેવાર દસતાને જાલેજરે નામદાર અને હશમુબા ગુરગીનની જોબાનથી એવા સખુન સાંભલયા, તેવાર તુંદીમાં આવી પોતાનો ગોરજ ઉઠાવી ગુ- રગીનની મદદે આવી પોંહોંચયો. જેવાર નામદાર જેહાનબખશે પોતાનાં નેઆગાનને એ રવેશ ગોરજ ઉઠાવી પોતા ઉપર આવતો દીઠો, તેવાર તે દેલાવર પોતાના દેલ સાથે અંદેશો કરી વીચાર કરવા લાગો કે, "હું જો રમુજને વાસતેભી આ વખત એ મારા બુઢા નેઆગાન સાથે લ- ડાઇ કરશ તોપણ મારા નામને શરમંદગી પોંહોંચશે, તેથી બેહેતર છે કે, એ ગુરગીન તો મારી દેહેસતથી પોતાના દેલમાં ડરયો, વાસતે હવે મારા મોંહડાં ઉપરથી નેકાબ કાહડી નાંખવો જોઇએ." એ રવેશ અંદેશો કરી ગુરગીનને એમ કરી કહયું કે, "એ ઇરાની પેહલવાન ગુરગીન, તું હેવો હોનર ભરેલો કહેવાયછે કે, તારી મરદાનગીની તારીફ તો જા-

બજા સાંભલયામાં આવીછે, અને તું મારા એક હુનરથી એવડો પોતાના દેલમાં ગાભરો કેમ પડી ગયો." એટલું કહીને જેહાનબખશ હસયો, અને સેતાબ પોતાના મોહડાં ઉપરથી નેકાબ છોડી નાખયો. તે મામલો જોઇને નામદાર જાલ તથા મીલાદનો ગુરગીન એ બેહુ પેહલવાંનો પોતાના દેલમાં અજબ રહયા, અને તે જેહાનબખશ ઉપર સુપેહસાલાર ગુરગીન પેઆર કરી એમ કેહેવા લાગો કે, "અય ફરામરજના જંગી બેટા જેહાનબખશ, તુંભો તારામાં એવડાં ફેલ તથા મકર રખેછે કે, મારો ચારો અને મકર તો તારા એ હોનરની આગલ કસા હીસાબમાં રહયો નહીં." એટલું કહીને તે તરણ સરદાર હસેઆ, અને પોતાનાં હથીઆર ઉઠાવી કીનાથી તુરાની લશકર સાથે લડાઇ કરવા લાગા.

હવે જેવાર બુજોરગી ભરેલા જાલેજરે અવાજ મારી નામદાર ફરામરજને કહયું હતું કે, " અય મારા દેલર બેટા, આય વખત તુંને એક મરદાનગીનું કામ કીધું જોઇએ કે, અફરાસીઆબનો ખાસ જુંદો છીનવી લાવવો જોઇએ. " આ સખુન નામદાર ફરામરજે તથા જંગી જેહાનસુજે તથા દેવોની બાજુના બાંધનાર જેહાનબખશ એ તરણે પેહલવાંને આગલ સાંભલયા હતા, તેથી તે તરણે જાબુલી પેહલવાનોએ અફરાસીઆબનો ખાસ જુંદો છીનવી લેવા ઉપર વીચાર કીધો, પણ તે તરણે જાબુલી પેહલવાનોમાં નામના ઉઠાવનારશેર મરદ બરજોના બેટો દેલાવર જેહાનસુજ પરથમ અફરાસીઆબની ખાસ ફોજમાં હરોલમાં આગલ જઇ પોંહોંચયો હતો. જેવાર તે શેરને પીતેનો જેહાનસુજ, બેદાદગર અફરાસીઆબની ખાસ ફોજમાં દાખલ થયો, તેવોજ સેતાબ પોતાના હાથમાંનાં ગોરજને જીનનાં હરન ઉપર મુકયો, અને મેઆનમાંથી એલમાશનાં લોહડાની શમશેર ખેંચી અને ભુરખાએલા શેરની મીસાલ ગુસામાં આવી પોતાના ઘોડાને અફરાસીઆબના જુંદાની તરફ ચલાવેયો. તેમાં જે કોઈ પોતાની સામે આવતો તેનાં સર ઉપર તલવારનો હાથ એવો તો સફાઇથી મારતો કે તે તુરાની દલેર સવારને તેની સવારોના ઘોડા સાથે આસાનીથી ચાર ટુકડા કરી નાખતો. એ રવેશ મારતો મારતો તે તુરકી ખાસ જુંદાની નજદીક જઇ પોંહોંચયો. તીયાં જોએ શું કે, એક દલેર તુરાની પેહેલવાને તે

જુંદો પકડેલો, અને તે જુંદાની આસપાસ બીજા ચાર તુરાની પેહ-લવાન પોત પોતાના હાથમાં નાગી શમશેર પકડીને તે જુંડાની ખબર-દારીને વાસતે ઉભેલા હતા. પણ તે શેરની હીમતનો જેહાનસુજ પોતાનાં દેલમાં તે લોકોનો જરાભી ડર લાવયો નહીં, અને એક અવાજ મારી તે તુરકી પેહલવાનોને એમ કરી કહયું કે, "અય હીચકારા લોકો, અગરજો તમો તમારા જીવને સલામત રાખવા ચાહાતા હોએ તો એ જુંદો સેતાબ મારે હવાલે કરો." દેલાવર બરજોના બેટા જેહાનસુજ નું એટલું કહેવું કે, પેલા ચાર તુરાની પેહેલવાનો જે જુંદાનો આરાપાશ ઉભેલા હતા તેમાં એક અશફ્લાંન, બીજો જરજાશ, તરીજો કરાવલ, અને ચોથો જમહુદ, એ ચાર પેહલવાન કીનાથી તલવાર ઉઠાવી દેલાવર જેહાનસુજ ઉપર હુમલો કરી આવયા, અને એમ કરી કહેવા લાગા કે, "અય બુરજીગર બરજોના હેમક નાદાન છોકરા, એ જુંદો હમારા હાથમાંથી લેવો ઘણું કામ રાખેછે. શા વાસતે કે, એ જુંદો પશંગનાં બેટા અફ્રાસીઆબનાં તમામ પેહલવાંનોનું નાખ છે, તેથી અગરચે હમારા મોહડા ઉપરથી નાખ જાએ તો બેહતર છે, પણ તુંને એ જુંડો લેવા દેશું નહીં." જેવાર તે તુરકી પેહલવાનોની જોબાંનથી એવા સખુન જેહાનસુજે સાંભલયા, તેવાર કીનાંથો ગોસામાં આવીને તે લોકો ઉપર સખત હુમલો કીધો, અગરચે તે વખત તે જેહાનસુજનો સામે તેવા પંદર તુરકો એકઠા થઇને આવેયા હતે તોબી તે નામદારની સામે રેહવાની તાકાત તેઓમાં રેહેતે નહીં. એ રવેશનો સખત હુમલો કરી પરથમ અસફ્લાન નામના તુરકી પેહલવાનને જીવથી મારયો, અને બીજા બે તુરકો પેહલવાંનોને જખમી કીધા. તેમાં એક જરજાશ, તથા બીજો જમહુદ, તેમને જખમી કરીને અફ્રાસીઆબનો ખાસ જુંડો છીનવી લીધો. એવો મામલો પસંગના બેટા પાદશાહા અફ્રાસીઆબે દીઠો, તેવાર પોતાના તમામ લશકર ઉપર આવાજ મારી એમ કહયું કે, "અય મારા નામદાર લોકો, તમો તમારી તરફની લડાઈ પડતી મેલીને એક વખત સરવે કોઈ આ બુરજીગર બરજોના બેટા જેહાનસુજ ઉપર હુમલો કરી એના હાથમાંથી આપણો ખાસ જુંડો પાછો છીનવી લેવો અને એ બદ નશલનાં પેહેલવાનને જીવથી મા-

શે." જેવાર રોસવાઈ ભરેલા અફ્રશસોઆબની જોબાનથી તેના તુરકી લશકરે તથા પેહેલવાનોએ એવી વાત સાંભલી, તેવાર તેનું તમામ લશકર એક બારગી હુમલો કરી જંગો જેહાનસુજ ઉપર ટુટી પડયું, કે તે દેલાવરને જીવથી મારે અને તેના હાથમાંથી પોતાનો જુંડો છીનવી લીએ. એ રવેશનો ઈરાદો કરી સરવે કોઈ તુરકી નામદાર જેહાનસુજ ઉપર તલવારતથા નેજા તથા ગોરજ મારવા લાગા. તે તુરકી સવારોના જરબને પોતાના હોનરે કરી તે રદ કરવા લાગો, બલકે પોતાની ખાતેરમાંભી લાવતો નહીં હતો. પણ તે નામવર જે સવાર ઉપર પોતાની તલવાર મારતો તેને કાકરીના ખીરાની મીસાલ કાપી નાંખતો. એવામાં તે જગો ઉપર હીંદુસતાનનો સરદાર ફરામરજ, તથા મસત હાથીનો મોસાલનો જેહાનબખશ એ બેહુ બાપ બેટા જોશ કરતા આવી પોહોંચયા, અને તે નામદારોએબી આવતાંને વાર પોતાની લોહીની વરસાવનાર તલવાર ઉઠાવી, અને જેમ ભુખયા શેર હરન ઉપર પોતાની ચુંગાલ મારે તે મીસાલ તુરકી લશકર ઉપર પોતાની તલવાર મારવા લાગા. તે તરણ જાબુલી સવારોની તલવારે કરી જેમ પતજડીનો પવન વાગે અને ઝાડનાં સુકાં પાતરાં ખડી પડે, તે મીસાલ તુરાની સવારોનાં સર તથા હાથ તથા પગ વગેરે તેની સવારીના ઘોડા જમીન ઉપર પડવા લાગા અને ધર પકડ બાંધ મારનો અવાજ થવા લાગો, અને હર તરફથી નગારાં તથા નોબત તથા નફૈરી તથા પીતલની કરનાએ તથા ઘાંતના અવાજ થવા લાગા.

હવે જેવારે એવી સુર ભરેલી લડાઈ દુરથી બુજોરગવાર જાલેજરે દીઠી, તેવારે તે નામદારનું દેલ જોશ ભરેલું થયું. તેથી તે બુજોરગ જાલભી પોતાના હાથમાં કીનાંની તલવાર પકડી તે તરફ આવી પોંહોંચયો અને ગુસાથી આજર ગોશાસપની મીશાલ પોકાર મારી તે તુરાની લોકોને એમ કરી કહેવા લાગો કે "અય લેઆનતી ભરેલા લોકો, હવે તમારો દહાડો પુરો બરગસતે થયો છે, તેથી તમો હમો જાબુલીઓ સાથે કયાં લગી લડી શકશો? આજ આઠ દાહાડા થયા એ મેદાનમાં લડાઈ થાય છે, તોભી પણ હમો લોકોની તલવાર તમારા લોહોથી ધરાઈ નથી. અને તમો હીચકારા સવાર તો હમારી તલવારની દેહેશત ખાઈ હર તરફ

નાહાસતા ફરેછો” એટલું કહી તે નેક સેતારેનો જાલેજર પોતાની શમશીરે કરી તુરાની લશકરને બરહંમ મારવા લાગો, અને જે તરફ હુમલો કરતો તે તરફ એક એક હુમલામાં પચાશ સવારને જીવથી મારતો. એ વામાં તે તરફ એકાએક તાજબખશ રૂસતમ તથા શેરનો વજનનો કરનાર બરજો, એ બેહુ નામદારો આવી પોંહોંચયા. તે નામવરો તીયાં આવી જોયશું કે, પોતાના બુજોરગવાર જાલેજરને હાથમાં તલવાર પકડી લડાઇ કરતો દીઠો. તેણે કરી તેહેમતન રૂસતમનું દેલ આતશનો ગરમી ભરેલું થયું. તેથી સેતાબ પોતાના રખશ ઘોડાને દપટાવતો તે કીના ભરેલી લડાઇની તરફ આવી પોંહોંચયો, અને પોતાનો તલવાર ઉઠાવી હર તરફ લડાઈ કરવા લાગો, અને જેમ ખેતીબાન લોકો પોતાનાં ખેતરમાં કાંકરીના ખીરા તોડે તે મીશાલ પોતાની તલવારે કરી તે તુરાની લોકોની ગરદન તોડવા લાગો. સરફરાજ બરજો પોતાના હાથમાં ગોરજ પકડી જેમ લોહાર લોકો એરન ઉપર હથોડો મારે તે મીશાલ તુરાની દલેરો ઉપર ગોરજ મારવા લાગો, તેથી એવી તો સખત લડાઇ થતી હતી કે તેવી લડાઇ રસતાખેજના દહાડા ઉપરભી નહીં થશે. સાહેર કહેછે કે, આગલા પાદશાહા થાઇ ગયા અને હવે પછે જે થશે, તેઓનાં વખતમાંભી એવો સખત લડાઇ થઇ નથી અને થશે ભી નહીં. એ રવેશની તે રએનાં મેદાનમાં ખુનરેજી થતી હતી, અને મારેલા આદમીઓની લોથના ટેકરા થાયા હતા. આદમીઓનાં બે સુમાર લોહીનો તો કશો સુમાર નહી હતો, તથા જખમી આદમી તો જેમ બકરાંનાં ગોવારાં હર તરફ બેશીને અરદાએ તે મીશાલ પોકાર મારી પછાડા ખાતાં હતાં. જેવાર એવી સખત સુલતાની લડાઈ તમામ તુરકી લશકરે દીઠી, કે ઇરાની તથા જાબુલી તથા અરબી એ તમામ દેલાવરોની તલવારે કરી લશકરની ઘણી ખરાબી થઇછે, અને વલી આપણ લોકો બતંગ આવી ગયા છાંગે વાસતે હવે એ જગા ઉભુ રહેવાનું કામ નહીં. અગર આપણ ઉભા રહોશું તો નાહક જીવથી મારયા જઇશું. શા વાસતે કે, આપણા દુશમન લોકોનો ગલબો ઘણો જેયાદે થયો છે, અને વરી આપણાં સર ઉપર કોઈ નામીચો પેહલવાંન રહયો નથી કે, તે આપણી સંભાલ કરશે. એ રવેશ તુરાણના પાદશાહા-

નુ તમામ લસ્કર પોતાની માહોમાંહામાં વીચાર કરીને બદ બખ્ત પાદશાહા અફરાસીઆબના લશકરના સવારો પોતાથી જીહાં નશાહે તયાં પોતપોતાના ઘોડાની લગામ ફેરવીને નાશવા લાગા. તે મામલો પશંગના બેટા બદબખ્ત અફરાસીઆબે દીઠો કે, મારૂં તમામ લશ્કર ચેહારો તરફથી ઇરાણી તથા જાબુલી પેહલવાંનોની તલવારે કરી આજેજ આવીને પરાગંદા થઈ હર તરફ નાઠું જાએ છે. એવું જોઈ તે ઊંધે બખતનો અફરાસીઆબ પોકાર મારી પોતાના પેહલવાંનોને એમ કરો કહેવા લાગો કે "અય મારા સરદારો, તમોથી એટલું નહીં બની સકતું કે આ આપણું તમામ લશકર નાશેછે તેને ઉભુ રાખીને એક મરતબે દુશમનની સામણે સખત લડાઈ કરો." એ રવેશ અફરાશીઆબ બાંગે બુલંદ અવાજ મારી કેહતો હતો, પણ કોઈમાં એટલી તો તાકાત હતી નહીં કે તે નાશતાં લશકરને ઉભુ રાખો ઇરાણી તથા જાબુલીઓની સાથે લડાઈ કરી શકે.

જેવાર એવો નાચારો ભરેલો મામલો પોતાના પાદશાહા અફરાસીઆબનો વેશેના બેટા પીરાંને દીઠો કે, તે પાદશાહા અફરાસીઆબ અવાજ મારી બોલેછે, પણ કોઇ પાછો જવાબ દેતું નથી, તેવાર તે દાનાઇ ભરેલો પીરાન અફરાશીઆબને કહેવા લાગો કે, "અય આલમ દોલત પાદશાહા, તું તારી નજરે જોએછે કે બદ સેતારેના ઇરાણી તથા જાબુલી પેહલવાંનો પોતાના હાથમાં ગોરજ તથા તલવાર પકડીને હેરેમંનની મીસાલનાં કામ કરેછે, અને આપણાં લશકરનાં સવારોને જીવથી મારી જાબજા ટેકરા કરી નાંખેછે. તે કરતાં આપણ જાણતા નથી કે, એ સુલતાની લડાઇમાં આપણાં કીયા કીયા પેહલવાંનો મારયા ગયા છે, અને કોણ કોણ જખમી થયા છે. એ વાતની તો આપણને ખબર છેજ નહીં. અને એ સુર ભરેલી સુલતાની લડાઇ શરૂ થાએ આને આજે આઠ દહાડા થયા છે, એટલા દહાડાની લડાઇમાં સરવે કોઈ ભુખયા તથા પેઆશા છે. તે કરતાં આપણી તરફ એવા કોઇ નામીચા પેહલવાંન છેજ નહી કે, એ જબરદસ્ત જાબુલી પેહલવાંનોની સામણે થઇને એ લોકોને પાછા હઠાડે. જેઆરે આપણાં તુરાણી લશકરમાં જાલનાં ખાનદાનનાં પેહલવાંનોની બરાબરીનાં કરનાર

કોઈ રહયા નથી, તેઆરે એ બદ ખાનદાનનાં છોકરાઓ આપણાં તમામ લશકરની ખરાબી કરેછે, અને પોતાની તલવારે કરી તુરાણી લોકોને બરહંમ મારતા ફરેછે, તેણે કરી આપણું તમામ લશકર બતંગ આવી નાઠું જાએછે. હવે એ જાબુલીઓની તલવાર તથા ગોરજની સામણે આપણાં દલેર પેહલવાંનોને ઉભા રહેવાની તાકાત રહી નથી. તે કરતાં અગર કોઈ આપણો પેહલવાન હીમત કરી એ બુરા જાબુલીઓની સામણે થાએછે, તેવાર તે નામદાર જાબુલી લોકોનાં હાથ ઉપર તુરત મારીયો જાયછે. માટે અય નામવર પાદશાહા, તું વીચાર કર કે એ ખુનરેજી ભરેલી લડાઇમાં આપણા પેહેલવાનો તથા લશકર તે શું કરે ? અય દાનાઈ ભરેલા પાદશાહા અફરાસીઆબ, આ વખત તો આપણને ઘટેછે કે આપણાં લશકરમાં લડાઈ મોકુફ કરાવાનું નગારૂં કરાવીએ, અને એ કીનાના મેદાનમાંથી પાછા ફરીએ. અને એક મરતબે આપણું તમામ લશકર પાછું એકઠું કરીએ, તેવાર પછે જોઈએ કે આપણાં પેહલવાંનો તથા લશકરમાં દુશમનની સામણે ઊભા રેહવાની તાકાત છે ઇઆ નહીં. અય પાદશાહા, જો તું એ વખત આપણાં લશકરમાં મનાદીનું નગારૂં નહીં કરાવશે તો, આએ તમામ લશકર જે હીમત હારી નાઠું જાયછે તે સરવે કોઈ પોત પોતાનાં મુલકની તરફ નીકલી જશે, તો આપણે દુશમનના હાથ ઉપર મોફ્ત પકડાએઆ જઇશું. તેથી એ બેઅકલ પાદશાહા કેખોસરોની મોરાદ બર આવશે. તે કરતાં અય પાદશાહા અફરાસીઆબ, આએ લડાઇમાં આપણું કાંઈ હજારો હજાર લશકર મારયું ગયું છે, તે સરવે તારી બેઅકલીથીજ મારયું ગયું છે. શા વાશતે કે પરથમ તારો બેટો જાદસુમ જેહાનપેહલવાન રૂસતમની સાથે લડાઈ કરવા ગયો, અને તે નામદાર પોતાનાં ઉલટા સેતારાની ચાલથી જમીન ઉપર પડયો, તે વખત જાલનો બેટો રૂસતમ તો તેને જીવતો મુશકા બાંધીને પોતાના પાદશાહા કેખોસરોની નજદીક લઈ જાતો હતો. પણ તારા બદ સેતારાની ચાલથી તે ઉતાવલ કરી હુકમ આપી પોતાનું લશકર એકદમ જેહાનપેહેલવાન રૂસતમ ઉપર દોડાવયું, તેવાર તે જાબુલી રૂસતમે જોયું કે, મારે ઉપર અફરાસીઆબનું લશકર જાદસુમની મદદે દોડયું આવેછે તેથી કાંઈ

કાંમ વધી પડશે, એવો વીચાર કરી તે જાબુલી રૂસતમે તુરત ખંજરે ક-રી તારા નામદાર બેટાને જીવથી મારયો. અય પાદશાહ, તારા એવા કા-મથી તે સરફરાજ બેટો જીવથી મારયો ગયો, અગર નહીં તો તે જાદસુ-મની સાથે રૂસતમને તથા પાદશાહા કેખોસરોને કસી વાતની દુશમની હતી નહીં, તેથી તે દેલાવર સાથે એ ઇરાનીઓ હરેક વાતનો બંદોબસ-ત કરી તે તારા નામવર બેટાને જીવતો મેલી દેતે જેથી આપણું કામ પાછું બેહેતર થાતે. તે કરતાં અગરજો તારે એજ રવેશની બેહુ તરફના લશકરમાં લડાઇ ઉઠી ઉભી કરવી હતી, તો જે વખત એ રએનાં મેદાન-માં જેહાન પેહેલવાન રૂસતમ, તથા ફરામરજ, તથા કેરશાસપસાની, ત-થા હીંદી જેહાનબખશ, તથા બુરજીગર બરજોનો બેટો કરીમાન, એ પાંચ પેહલવાનો હાજર નહીં હતા તેવાર એવી સુલતાની લડાઈ તુને કરવી હતી. શા વાસતે કે, તે વખત આપણાં લશકરમાં નામીચા પાંચ પેહેલવાનો હાજર હતા. તેમાં એક શેરને પોતેનો શેઇનતંન જાદસુમ, તથા બીજો હાથીની મીસાલનો જોરેમંદ અબરેબલા, તથા તરીજો મ-ગરમછની ચુંગાલનો હોજબર અફકંન, તથા ચોથો ચીતાની ખસલત-નો અલકુશ આદી, તથા પાંચમો કમીરાન આદી. એ વગેરે બીજા આ-પણાં તુરાણો તમામ પેહેલવાન હાજર હતા તેવાર તો તુંને એવું સુજ નહી પડયું. અય પાદશાહા, જો તુંને તે વખત એવું સુજ પડતે તો, તે વખત તે નામદારો પોતાની કોનાની તલવારે કરી એ ઇરાણી તથા જા-બુલી પેહલવાન તથા લશકરની ગરદ કાહાડી નાંખતે. અને તે વખત આપણાં તમામ દીલનું ચાહયું ભી થાતે. ! માટે બેહતરતો એજ છે કે, આએ વખતમાં તુને આસાએસનું નગારૂ કરાવયું જોઇએ."

## હેકાયત લખી છે કે, આસાએસનું નગારૂં કરાવીયું બદ-બખત પાદશાહા અફરાસીઆબે, અને પાછા ફરેઆં બેહુ તરફનાં લશકરો મેદાનમાંથી.

જેવાર પાદશાહા અફરાસીઆબે પોતાના દાનાઇ ભરેલા વજીર સુપેહસાલાર પીરાનની જોબાનથી એવા સખુન સાંભલયા, તે વાર તે

બદબખત અફ્રાસીઆબ તું કહે ગોએયા જેમ એક દીવાનું આદમી જોરી કરે, તે મીસાલ જારી કરીને પોતાની આંખમાંથી આંસુના કતરા વરસાવા લાગો. અને જેમ જમાનાંની ગરદેશથી આદમી નાચારગી પામે, તે મીસાલ નાચાર થઇને પોતાના લશકરમાં હુકમ કરી લડાઈ મોકુફ કરવાનું આસાએસનું નગારૂ કરાવયું. જેવાર નેકદેલના અને પાક મજહબના અને નેક સેતારેના પાદશાહા કેખોસરોએ, તે નગારાનો અવાજ સાંભલયો, તેવાર તે નેક બખત પાદશાહેભી પોતાના લશકરમાં મનાદીનું નગારૂં વજડાવયું, તેથી બેહુ તરફનાં લશકર તથા પેહલવાંનોએ પોતપોતાનાં ઘોડાની લગામ ફેરવી, અને તે સુલતાની લડાઇમાંથી પાછા ફરયા. પછે પાદશાહા અફ્રાસીઆબનું તુરાણી લશકર જાબજા નાસતું હતું તે તમામ લશકરભી આસાએશનાં નગાડાંનો અવાજ સાંભલીને હર તરફથી પાછું પોતાની જગા ઉપર આવી પોહોંચેઉ. પછે તે કમબખત તુરાની પાદશાનો મદદે આવેલાં લશકરનાં લોકો પોતાની માંહોમાંહોમાં એક બીજાને એમ કરી કહેવા લાગા કે, "હવે આપણે એ જગો રહીને એ તુરકો પાદશાહા અફ્રાસીઆબની ચાકરી કરવી ખુબ નથી. શાવાસતે કે, એ બદબખત અફ્રાશીઆબ પાસે કોઈ નામીચા પેહલવાંનો રહયા નથી, તેથી એ તુરાણી પાદશાહા આકેબત પેશમાન થઇ રએના મેદાનમાંથી નાસવાનો ચારો ધુંડશે, તે વખત આપણી પુરી ખરાબી થશે. અને આપણને કશો ફાયદો થશે નહીં. તેથી બેહેતર તો એજ છે કે, આપણે પોતપોતાનો જીવ સલામત લેઇ આપણાં વતનમાં જઇએ. શા વાશતે કે, આજ કેટલાએક વરશ થયા આપણ આપણાં બચાં છોકરાં મુકીને આપણાં સરદારોની સાથે એ તરફ એ બદબખત પાદશાહા અફ્રાશીઆબની મદદને વાસતે આવયા હતા, અને તે આપણાં સરદાર લોકો તો દુશમનના હાથ ઉપર જીવથી મારયા ગયા, તો હવે એ જગા રહીને આપણે શું કરીએ." એ રવેશ વોચાર કરો બદબખત પાદશાહા અફ્રાસીઆબની મદદે આવેલું કેટલુ એક લશકર છુપાછુપ પોતપોતાના મુલકની તરફ નીકલી ગયું. હવે એ તરફ દાદ દીનનાં પાદશાહા કેખોસરોનું તમામ લશકર તથા દલેર પેહલવાંનો કીનાનાં મેદાનમાંથી પાછા ફરોને પોતાના પાદશાહની સાથે મ-

કાન ઉપર આવી પોંહોંચયા, તેવાર તે રોશન બખતનો પાદશાહા પોતાના પેહલવાંનો તરફ નેઘા કરી જોવા લાગો કે, મારા કોણ નામદાર પેહલવાંનો જખમી થયા છે. અને કોણ દલેર લોકો જીવથી મારયા ગયાછે. હેવો અંદેશો કરી તે નામવર પાદશાહા તીઆં જોએ શું કે, ઇરાણી તથા જાબુલી પેહેલવાંનો વગેરે કાબુલી તથા અરબસતાની એ તમામ સુપેહસાલાર લોકો એવાતો ખુનમાં લપટાઇ ગયા હતા કે તે નેકબખત પાદશાહા એક બીજાને ઓલખી નહીં શકયો; તેથી પાદશાહે તે તમામ પેહલવાન લોકોને હુકમ કીધો કે, "અય મારા સરફરાજ લોકો, તમો સરવે કોઇ તમારા દેહેરાની તરફ જઇને કીનાના હથીઆર ખોલી તમામ આંગ શાફ કરી સેતાબ પાદશાહી દરઘાહમાં આવો." તે નેક બખત પાદશાંહાનું એટલું કહેવું કે, તમાગ પેહલવાન લોકો પોતપોતાની જગા ઉપર ગયા. અને કીનાનાં હથીઆર ખોલો પોતાનાં તન સાફ કરીને સેતાબ પાદશાહાની દરઘાહની તરફ આવયા, અને પોતપોતાની જગા ઉપર બેઠા. હવે જેવાર તાજદાર પાદશાહા કેખોસરોએ પોતાના પેહેલવાંનોને અવલ રજા આપી હતી, તેજ વખત તે પાદશાહભી પોતાના દેહેરાની તરફ આવીને તન ઉપરથી હથીઆર ખોલી એબાદત કરવાની ઇઆને બંદગી કરવાનો જગાની તરફ ગયો હતો. તેમાં પોતાના અંગને સાફ કરી એક તરફ અદબથી ઊભો રહીને પોતાનો હાથ બકશા કરી પાક ઇજદાનની આગલ આજેજીથી મોનાજાત કરવા લાગો, અને એમ કરી કહેવા લાગો કે, "અય દાદના લેનાર ભલી દીનનાં દાવરોનાં દાવર અજીમ કુદરતનાં સાહેબ, હું તારો કમોનો બંદો મારા પેહલવાંનો સાથે એ કીનાના મેદાનની તરફથી તારી કુદરતને જોરે આજ આઠમે દાહાડે સલામત પાછો આવેયો છું, તે તારી રેહમ અને બખસેશથીજ સલામત આવેયો છું. અને આજ રોજે જેહવી રેહેમ અને બખસેસ હું તારા કમોના બંદાપર તેં ઉતારીછે તેવીજ તું હમેશાં મારી ઉપર, તથા મારા પેહલવાંનો ઉપર એજ મીશાલની ફતેહમંદી ભરેલી ફીરોજગરી અને બખસેસ રાખજે. અય દાવરોના દાવર, મને એક સેતારે શનાશ નજુમીએ કહયું છે, તે બાબતની સલામતીની ઉમેદ હું તારે ઉપર રાખુછું. તે મારી ઉમેદભી જે મીસાલે આજ રોજે તેં બખસેસ કીધી

છે,તેવીજ તે કીનાને વખતભી મારે ઉપર ખખસેસ કરજે. તે શતારે સેનારો મ ને એમ કરી કહયું છે કે, એક મરતબે એ રએના મેદાનમાં તુંને તથા પાદશા હ અફ્રાસીઆબને હેવી તો સુલતાની લડાઈ ઉઠી ઉભી થશે કે મારેલા આંદમી ઓનો લોથના ટેકરા જાબજા થશે, અને આદમીઓનું લોહી તો જ- મીન ઉપર એ મીસાલે ચાલશે કે, જેમ વરસાદની રૂતમાં નદીમાં પાણી દોડે તે મોશાલ દોડતું ફરશે, અને તે વખતે આસમાન ઉપરથી એવો તો વરસાદ વરસશે કે તે વરસાદનું પાણી તથા આદમીઓનું લોહી એ- કઠું થશે, અને મારેલાં આદમીઓની લોથ માહીની મીસાલ તેમાં તરતી ફરશે. એવું એક ભારી જંગ થશે. તેવાર પછી બદકાર અફ્રાસીઆબ પોતાના મુલકની તરફ નાહો જશે, અને તે અફ્રાસીઆબ પોતાના વતનમાં ગયા પછે એક ભારી ફોજ એકઠી કરશે, તે વખત તુંને તુરક- સતાનની તરફ તેની સામણે જવું પડશે. વાસતે અય અજીમ કુદરત- ના સાહેબ, તે સેતારેશનાશ નજુમીનાં કહયા મુજબ આએ પેહેલી જંગ મેં મારી નજરે જોઇ, તેથી હવે મારી ખાતેરજમે થઈ કે ફરીથી મારા બાપ સીઆવખસના કીનામાં એ અફ્રાસીઆબનો સામણે મને કમર બાંધીને તુરકસતાનના મુલકની તરફ જવું પડશે. તેથી તે મુલક ની તરફભી એજ મીસાલ મારી તથા મારા તમામ પેહલવાનોની તું ને- ઘાબાની રાખજે." એ રવેશ તે નેક સેતારેના પાદશાહા કેખોસરોએ પાક યજદાનની આગલ આજેજીથી મોનાજાત કરી સેતાબ પોતાનું સર જ- મીનની ખાક ઉપર મશલીઊં, અને તેવાર પછે તે જગોથી પાછો ફરીને પોતાની મજલેસમાં આવયો.

જેવાર પાકજાદ પાદશાહા કેખોસરો પાક યજદાનની મોનાજાતથી ફારેગ થઈ પોતાનાં દેહેરાંમાં આવયો તેવાર આવીને તે નેકબખત પાદ- શાહા જોએ શું કે, પોતાના તમામ ઇરાણી તથા જાબુલીઓ વગરે અર બસતાનનો પાદશાહા તથા તેનાં પેહલવાંનો એ સરવે કોઈ નામદારોને ખુશી ભરેલા પોત પોતાની સુનાંની ખુરશી પર બેઠેલા દીઠા. તેથી તે નેકબખત પાદશાહા કેખોસરો ઘણાં ખુશી ભરેલાં દીલ શાથે પોતાના સરવે કોઈ નામદારોને ખેર આફીઅતની ખબર પુછવા લાગો. પછે મજલેસ સમારી ખુશી કરવા બેઠા, અને ખેદમતગાર લોકોને હુકમ

કરી નેઆમત ખાણું મંગાવયું, અને જેવાર ખાણું ખાઈ ફારેગ થયા તેવાર એક બીજાની ઇઆદમાં લાલ શરાબની જામ નોશ કરવા લાગા. અને તે મજલેશમાં પાદશાહા અફરાસીઆબનો ખાસ જુંડો જે જંગી જેહાનસુજે છીનવી લીધો હતો તે વાતની ગોફતેગો બુજોરગો ભરેલો જાલેજર કરવા લાગો. તે વગેરે તે મીજલેસમાં એક બીજાની લડાઈની જેકર ચાલવા લાગી. હવે પેલી તરફ તુરકસતાનનો પાદશાહા અફરાસી-આબ, તે કીનાનાં મેદાનમાંથી શેકસત ખાઇ પોતાના લશકર સાથે પાછો ફરયો અને પોતાના મકાનની તરફ જાઇને જોએ શું કે, લશકર વગરેનો બેશુમાર જગા ખાલી દીઠી. એવો મામલો જોઇ બદબખત પાદશાહા અફરાશીઆબ પોતાના પીરાન વજીરને એમ કરી કહેવા લાગો કે, અય તુરાન જમીનનાં સુપેહેસાલાર પીરાન, હું જાનુછું કે, હવે મારૂં બખત પુરૂં બરગસતે થયું. શાવાસતે કે, મારી મદદનું કરનાર તમામ લશકર જીવથી મારયું ગયું, અને જે કાંઈ બાકી બચીઊં તે જાબુલી લોકોની દેહસતથી નાશી ગીયુ છે. શા વાસતે કે, એ મેદાનમાં આપણું તુરકી લસકર તથા મારા બેટા જાદસુમનું એ બે લશકર સેવાએ કોઇ બીજુ લશકર નજર આવતું નથી, તેથી હવે એ જગા બેહેતર તો એજ છે કે, અહુંથી આપણને તુરત નીકલી જવું જોઇએ. એ જગોએ પાણી પીજી એટલો વખતબી ખોતી થવું હું બેહેતર જોતો નથી. શા વાસતે કે, હવે આપણું લશકર ઘણુંજ થોરૂ રહયું છે." એ રવેશ બદબખત પાદશાહા અફરાસીઆબ પોતાના વજીર વેશોના બેટા પીરા સાથે ગોફતેગો કરતો પોતાની દરઘાહમાં આવયો, અને તે બેદાદગર બદ સેતારેનો તુરકી પાદશાહા મજલેસ સમારી બેઠો, અને પોતાની મજલેસનાં તમામ પેહલવાંનો ઉપર નેઘાહા કરી જોવા લાગો. તીયાં તે બદબખત પાદશાહા જોએ શું કે, પોતાના તથા વેશોના ખાનદાનનાં નવ પેહેલવાંન સાહાજાદાઓની સુનાંની ખુરશી ખાલી દીઠી. તે વગેરે બીજા સુપેહેસાલારોની ખાલી ખુરશીનો તો કશો સુમાર હતોજ નહીં. ઇઆને એટલા દલેર લોકો તે લડાઇમાં મારયા ગયા હતા, તથા બોજા કેટલાએક પેહલવાનો જખમી થએલા હતા. તે પાદશાહા અફરાસીઆબના ખાનદાનના જે નવ પેહલવાંનો મારયા ગયા હતા, તેમાં એક જાદસુમ તથા બોજો

કરતાહેલ, તથા તરીજો શેબાદ, તથા ચોથો મનોશન, તથા પાંચમો મનોશાદ, તથા છઠો મરદાશ, તથા સાતમો કુરશીન, તથા આઠમો જમજમે, તથા નવમો અશફલાંન, એ નવ શાહાજાદા તે સુલતાની લડાઈમાં જીવથી મારયા ગયા હતા. જેવાર પાદશાહા અફ્રાસીઆબે પોતાની મજલેશમાં એવું દીઠું, તેવાર પુરો નાઉમેદ થઇને જારજાર રડવા લાગો. તું કેહે ગોયા તે વખત અફ્રાસીઆબ દીવાનો થઈ ગયો હતો અને પોતના માથા ઉપર હાથ મારી પોકાર કરવા લાગો. અને સરે મજલેશમાં એમ કરી કહેવા લાગો કે, "અય મારા નામદારો, હવે મારી કમબખતીની નીશાન પુરી માલમ પડી, કે મારો ભારી તંનનો શેઈનિતંન જાદસુમ જેવો દેલાવર બેટો સગજી રૂસતમના હાથ ઉપર મારયો ગયો. એ વગેરે બીજા મારા તુરાણી નામદાર પેહલવાનોભી મારયા ગયા, તથા બીજા મારા નામીચા સરદારો જખમી તંનના થઇ પાટા બાંધી બેઠા છે. એ વગેરે જે કોઇ સલામત છે તેમાનો તો કોઇ મારા જોવામાં એવો નજર નથી આવતો કે, તે મારા દુશમનની સામણે કમર બાંધી મેદાનમાં લડાઈ કરવા ઉભો રહે. વાસ્તે હવે મને નાચારીથી એ જગા મારો તમામ અશબાબ મેલીને નાશવું પડશે, કારણ કે મેં આએ મારા કમબખત ભાઇ કરશોવજનાં કહયાથી એ કીનો ઉઠી ઉભો કીધો છે. એ બેઅકલ કરસીવજના કહયાથીજ મેં શીઆવખસ જેવા મારા પાકજાદ દામાદને જીવથી મારયો, તે એ લેઆંનતી કરસેવજનાં ફરેબમાં ફશીને તે અસો નર પાદશાહાને બીન તકશીર મેં મારયો કે તે એ ખુનનાં અવેજમાં મારા, તથા વેશેના ખાનદાનનાં તે વગેરે મારો મદદનાં કરનાર કાંઈ હજારો હજાર શાહાજાદા જીવથી મારયા ગયાછે. તે કરતાં હવે મારૂ મોત નથી આવતું કે, એ દુનીઆમાંથી મારી તમામ એબ છે તે ઢંકાઈજાય. અથવા એ બગેર બાપના બેટા કેખોસરોનું મોત કોણ જાણે કીહા પાહાડની તલે છુપાઇ બેઠું છે, કે તે નેહેસત સેતારેનો કેઆણી પાદશાહાભી નથી મરતો! કે તેથીબી આલમના લોકોનો ફીતકાર મારે ઉપરથી ઉઠી જાય, ઇઆને આલમના લોકો મારે ઉપર દુશમની રાખેછે તે મટી જાય. તે કરતાંભી સામે સવારનાં ખાનદાનનાં તમામ પેહલવાનોનું ખાણું ખરાબ થઈ નથી જાતું કે તેથી પણ ઇરાણ તથા જાબુલનો મુલક મારા હાથમાં આવે.

પેલા બુઢા વરૂને ઇઆને જાલેજરને તથા સગજી બચા રૂસતમ એ બેહુ પેહલવાન બાપ તથા બેટાને કોઇ જીવથી મારી નહી નાખતું કે તેથીબી મારા દીલની મોરાદ હાંસલ થાય." એ રવેશ તે ઊંધે બખતનો તુરકસતાનનો પાદશાહા પોતાના તમામ પેહલવાનોનો હજુર વાએવેલા કરી કેહેતો હતો.

જેવારે વેશોના બેટા પીરાને પોતાના ઊંધે બખતના પાદશાહાને એ રવેશ પોકાર મારતો દીઠો, તેવારે સુપેહેસાલાર પીરાન તે બદબખત પાદશાહાને એમ કરી કહેવા લાગો કે, "અય હફતે કેશવર જમીનના પાદશાહા, હવે એ રવેશ પોકાર મારીને જારી કીધામાં કાંઇ ફાયદો થનાર નથી. જે કાંઈ બનાવ બનવાનો હતો તે બની ચુકયો અને હજુર પછે શું બનશે તે વાતની તો આપણને કશી ખબર નથી. તે કરતાં તું હમણાં બોલેછે કે, 'મારા મકર ભરેલા ભાઈ કરસીવજના કહયા ઉપરથી મેં અસો તન શીઆવખશને બેગુનાહ જીવથી મરાવયો તેથીજ આજે હું રોશવાઈ ભરેલો થયો છું.' અય પાદશાહા, જેવાર તેં અસો તન શીઆવખસને જીવથી મારવાનો હુકમ આપયા, તેવારે મેં તુંને કહયું હતું કે, 'તું તાજદાર પાદશાહા દાના તથા દુર અંદેશ કેહેવાયા છતાં, જાણી જોઇં એ દુનીઆમાં ફેસાદ ભરેલું ઝાડ રોપે છે યાને એ કેઆની પાદશાહાને જીવથી મરાવીને દુનીઆંમાં કીનો પેદા કરેછે. અગર તું એ તારા ભાઇના કહેવા ઉપર શીઆવખસને જીવથી મરાવશે તો બેહુ જેહાનમાં તું તેનો નફ્રો બુરોજ દેખશે.' મારા કહેવાથી તેં મારી ઉપર ઘણો ગુસો કીધો, અને તે વખતે તેં મનેબી કેટલાએક લામફામ સખુન કહયા હતા. પણ હવે તે વાતનું ફલ તું તારી નજરે જોયછે કે, તે દનથી તે આજ દન તલક આપણના સર ઉપર શું શું મુશીબત ગુજરી છે, અને હજુ પછે પણ તે સીઆવખસનાં કીનામાં આપણા જાન તથા મુલક શી રવેશે બરબાદ થશે તે આપણ કાંઇ જાણતા નથી. તું જુએછે કે, મારા ખાનદાનનાં યાને મારા કબીલાના ઘણાક લોકો તારી પોસત પનાહા કરવામાં યાને મારી મદદ કરવામાં જીવથી મારયા ગયા છે, અને હવે પછે જે જીવતા છે તેબી મારયા જશે. મને એવું માલુમ પડેછે કે, હવે આપણી પાદશાહીનો દાહાડો આખેર થયો છે. જે મીસાલ આસ્ર-

મના લોકોમાં જોહાક તાજી રોસવા થાયો હતો, તે મીસાલ આપણ તુ-રાની લોકોબી રોસવા થાયા છઇયેં. હવે જેવારે આપણાં સર ઉપર નાચા-રીનો દહાડો આવી પડયો છે, તો રહવું તથા જારી કરવું એ કાંઈ ખુબ નથી. એ જગા તો હીમત પકડી દાનાઇથી વીચાર કરી તુંને કામ લેવુ ખુબ છે. અય નામવર પાદશાહા, આ વખત અવલ તો આપણને' એક કામ એ કીધું જોઇયે, કે પરથમ કીનાના મેદાનમાંથી શાહાજાદા જાદસુમની લોથને ઉચકાવી મંગાવીએ, અને તે નામદારને એક દુખ-મામાં ચહડાવીએ. તેવાર પછે આપણને દુશમનની લડાઇનો જે ચારો કરવો ઘટશે તે કરશું. અગર નહીં તો એ જગાથી કુચ કરીને આપણા વતનની તરફ નીકલી જઇશું, અને તે તરફ જઇને નવેશરથી એક ભા રી ફોજ ઉભી કરીને એ કીનામાં કમર બાંધશું."

જેવારે કમ અકલ પાદશાહા અફરાસીઆબે પોતાના દાનાઇ ભરે-લા વજીર પીરાનની જોબાનથી એવી ગોફતેગો સાંભલી તેવારે તે તુરાન-ના પાદશાહે કેટલાએક અમીર લોકોને તથા બેલદારોને હુકમ કરી તે કીનાનાં મેદાનમાં શાહાજાદા જાદસુમની લોથને શોધી લાવવા મોકલી-આ. એમ કરતાં તે સરદાર સેપાહી તથા ખેદમતગાર અને બેલદાર લો-કો તે મેદાનમાં આવી પોંહોંચયા, અને હર તરફ શાહાજાદા જાદસુમની લોથની જોસતેજો કરવા લાગા. પણ તે લોકોને તે લોથ કેથેથીબી મ-લી નહીં, તે રેએના મેદાનમાં આઠ દહાડા અને આઠ રાત લગી સુલ-તાની લડાઈ થઇ હતી, તેમાં લાખો લાખ સેપાહી લોકો મારયા ગયા હતા, તેથી તે જમીન ઉપર આદમોની લોથ તથા લોહીનો કશો શુમાર હતોજ નહીં. વલી તે વખતે એકાએક આસમાન ઉપરથી ભારી વરસાદ વરસેઓ હતો, જેના પાણી તથા આદમીનું લોહી એકએકમાં ભેલાઇને એટલો તો કીચલ થયો હતો કે, જે દેલેર લોકો જાદસુમની લોથ શોધ-વા ગયા હતા તે લોકો તે લોહી ભરેલા કીચલમાં કમર બરાબર દટાઇ ગ-યા હતા. તે કીચલમાં તમામ ઇરાની, તુરાની, જાબુલી, માજંદરાની, સ ગસારી, બખતરી, ચીની, આદી, તથા કીતાકી, એ તમામ મુલકના સ-વારો તથા બાજે તુરાની પેહલવાનોનો લોથ તે કમર બરાબર લોહી ભરે-લા કીચલમાં ઢંકાઇ ગઇ હતી. તેના સબબથી દેલેર જાદસુમની તથા

બીજા કેટલાએક સરદારોની લોથ તે લોકોને મલીજ નહીં. તેવારે તે તુરકી લોકો, તે કીનાના મેદાનમાં પેલા કીચલમાંથી મુવેલી લોથને ઉઠલ પાઠલ કરી જોવા લાગા, કે હરેક તદબીરથી પણ શાહાજાદા જાદસુમની લોથને ઓલખો કાહાડે. પણ તે લોહીમાં કોઈનેભી ઓલખી નહી શકયા. એ રવેશ કોઈનીબી લોથને તે લોકો પીછાની નહો શકયા તેવારે નાચાર થઈને તે કીચલના મેદાનમાંથી પાછા ફરયા. એમ કરતાં જેવારે તે તમામ લોકો પાછા પાદશાહા અફરાસીઆબની નજદીક તુરાની મજલેસમાં આવી પોંહોંચયા, તેવારે તે લોકોએ મેદાનમાં જે હકીકત જોઈ હતી તે તમામ બેઆનવાર તુરકસતાનના પાદશાહાની નજદીક કહી. જેવારે પાદશાહા અફરાસીઆબે તે લોકોની જોબાનથી પોતાના શાહાજાદા જાદસુમના બાબમાં એવી હકીકત સાંભલી, તેવારે તે રોસવાઈ ભરેલો પાદશાહા અફરાસીઆબ પોતાના બેટાની જુદાઈમાં જારી કરવા લાગો. તે બોલયો કે "અફસોસ અફસોસ, એ બેટા, તેં તારી હઈયાતીમાં તો મારી સાથે જુદાઈ રાખો, પણ મુવા પછેભી હમારેથી જુદો પડયો. હવે એવા મારા જીવીઆ ઉપર આલમના લોકો ફીતકાર નાખશે, તે વાતનો અફસોસ. એવાં તારા કવખતનાં મોત ઉપરથી હું મારા કબીલાનાં લોકોને મારૂં મોહોડું તે શી રવેશ દેખાડશ. એવું ફીતકાર ભરેલું મારૂં મોહોડું મારા કબોલાનાં લોકોને દેખાડવાનો અફસોસ. હું કેટલીએક મરતબે ભારી લશકર સાથે એ રેએના મેદાનમાં આવી બગર બાપના બેટા કેખોસરોના હાથ ઉપર બેહોરમત તથા રોશવા થાઈ નાશી જાઊં છું, તે વાતનો અફસોસ; તથા મારા બુરા ભાઈ કરશીવજના કહુયા અથવા ફરેબ ઉપર ખોદાની ખલકતમાં મેં બુરાઈનું જે ઝાડ રોપયું, તેથી એવા બદકાર ભાઈના મકર ભરેલા ફૂલનો અફસોસ; એ કીનાને વાસતે મારા તમામ પેહલવાનો ખોહારીથી મારયા ગયા તે ખોહારોનો અફસોસ; સામેસવારનાં ખાનદાનના જાગુલી પેહલવાનોનાં બેશુમાર જોરનો અફસોસ, હવે મારૂં બખત ઉલટું ફરોયું તે નેહેસ સેતારાનો અફસોસ. તે વગેરે મારો રોઈનતન જાદસુમ જેવો દેલાવર બેટો, સગજી બચા રૂસતમના હાથ ઉપર ભર જુવાનોમાં મારયો ગયો, તેની કદાવર બાજુનો અફસોસ, એ રેએના મેદાન માં મારો

તમામ ગંજ ખજાનો પડતો મેલીને મને આજ કેટલેએક વરશે તુરક-સતાનની તરફ શરમીંદગી સાથે નાશી જવું પડેછે, તેથી એ મેદાનમાં-ના મારા ભારી ગંજ ખજાનાનો અફસોસ." એ રવેશ તે બેઅકલ પા-દશાહા પોતાના તુરકી પેહલવાનોની આગલ જારે કરી કેહેતો હતો અને પોતાના તનમાંનો પાદશાહી લેબાસ ફાડીને ચાકચાક કરી નાખતો હતો. તેવી હાલતમાં આવી તે પોતાના માથામાં પોતાના હાથ મારતો, કબી પોતાનાં મોહોડાં ઉપર તમાચા મારતો, કબી પોતાના હાથનો પંજો બી-જા હાથના પંજા ઊપર મારતો, કબો તો પોતાના હાથ સીના ઊપર પએ દરપએ મારતો હતો, કબી પોતાના હાથે પોતાની સફેદ કપુરની મીસાલ-ની દાહાડીના બાલ તોડતો હતો. ભારે માહેતમ કરવાથી, જેવાં પાદશા-હી ગંજ ખજાનામાં બેમુલાં મોતી હોય, તેવાં તે પાદશાહા અફરાસીઆ-બ પોતાની આંખમાંથી આજું વરસાવતો હતો.

જેવારે એ રવેશની જારી કરતાં એક પોહોર રાત ગુજરી તેવારે સુ-પેહસાલાર પીરાન પોતાના બદબખત પાદશાહા અફરાશીઆબને એમ કરી કેહેવા લાગો કે, "અયતાજદાર પાદશાહોના પાદશાહા, તું એ રવેશ હાય તથા અફસોસ સાથે જારી શાવાસતે કરેછે ? એ રવેશ કીધામાં તુને કશો ફાએદો થનાર નથી. હવેતો એ જગો હીમત પકડીને હરએક ચારા તથા તદબીરથી કામ લીધું જોઇએ. એકતો આપણું લશકર નાહાસી ગયુંછે, અને વલી જે કાંઇ લશકર એ મેદાનમાં હાજર છે તેભો નાસવા નો ચારો શોધેછે. તું તો એ રવેશ હીમત હારીને જારી તથા માહેતમમાં બેઠો છે. મબાદા જો આપણા દુશમનોને ખબર થશે કે, અફરાસીઆબ તો નાશવાનો ચારો શોધે છે, તો તેજ વખત એ તારા મુદઇઓ તમામ ઇરાની તથા જાબુલી પેહવાનો એકદમ જોશ કરતા આવીને આપણા ઉપર તુટી પડશે તો, એ જગોએ આપણને મોત સેવાએ કાંઈ બીજું મલવાનું નથી. વાસતે અય પાદશાહા અવલતો તુંને લાજમ છે કે, આ-પણાં લશકરના તમામ લોકો આજ આઠ દહાડાના ભુખયા છે તેથી મ-જલેસસ મારી તે લોકો સાથે ખાણું ખાવું જોઇએ, તે ખાણું ખાધાથી આપણ તમામ આસાએસ ભરેલા થઇશું તેથી કાંઇ ફાયદોજ નજર આવશે." જેવાર પાદશાહા અફરાસીઆબે પોતાના દાનાઇ ભરેલા પીરા-

ન વજીરની જોબાનથી એવા સખુન સાંભલયા, તેવારે ખામુશ રેહીને સેતાબ ખાણાના ખુમચા મંગાવી સરવે કોઈ સાથે ખાણું ખાવા બેઠા. જેવારે તે મજલેશમાં સરવે કોઇ ખાણું ખાઇ ફારેગ થયા, તેવારે તે મજલેશમાં લાલ શરાબનો દોર ફરવા લાગો પણ તે લોકોને તે વખત તે શરાબની જામ જેહેર ભરેલી લાગતી હતી. કારણ કે તે લડાઇના મેદાનમાં નામીચા પેહલવાનોના એક બીજાના બેરીઓ મારયા ગયા હતા, તેણે કરી સરવે કોઇના દોલ ગમગીન હતાં. તે મજલેસમાં અદનાથી તે આલા કોઇનેબી તે વખત ખુશી હતીજ નહીં અને તે તમામ સરદારોના હાથ તથા પગ સુસતી ભરેલા થયા હતા. તેઓના મોહો ઉપર ગોવા ખુદરતી રંગતો હતોજ નહીં. જેવારે પીરાન વજીરે તે મજલેસમાં સરવે કોઇને એ રવેશ દેલગીર મોહો સાથે દીઠા, તેવારે તે લોકોને એમ કરી કહયું કે, “અય તલવારના મારનાર દલેર લોકો, તમો સુસતી ભરેલા શાવાસતે થયા છો ? તમો તમારાં દીલ ખુશી ભરેલાં કરી લાલ શરાબની જામ નોશ કરો. એ શરાબ પીધાથીજ તમારાં તન કઉવત ભરેલાં થશે. તો પછે આપણ કાલ રોજે દુશમનની સામે નવેશરથી સફ સમારીને કીનાના મેદાનમાં લડાઇ ઉઠો ઉભો કરીએ, અને આપણાં સરદારોનાં કીનામાં તે લોકોનાં સર કાપી ખાકમાં નાખીએ, અને આપણ સરવે એક દેલ થઇ એ ઇરાનનું તાજ તથા તખત વેરાન કરી નાખીએ.” જેવારે તુરકી સરદારો સુપેહસાલાર હોમાન તથા બરમાને એવી વાત પીરાન વજીરની જોબાનથી સાંભલી, તેવારે તે બેહુ સરદારો પોતાનાભાઈ પીરાનને એમ કરી કહેવા લાગા કે, “અય મારા દાનેશમંદ ભાઇ, તું એ શું બોલે છે ? આપણો મદદનું કરનાર તમામ લશકર તો મારયું ગયું છે, અને વલી બીજું કેટલુંએક લશકર નાશીને પોતાના મુલકની તરફ નીકલી ગયુંછે. માટે હવે એવો તે કીઓ નામીચો પેહલવાન આપણી મજલેસમાં હાજેર છે, કે એ જબરદસત જાઉલીઓની સામે કાલ રોજે કોનાના મેદાનમાં લડાઈ કરી શકશે. ? હાલ આપણી મજલેસમાં જે કોઈ પેહલવાનો હાજેર છે, તે લોકોમાં બાજેના હાથ તથા પગ અને ગરદન જખમી થઇ છે, અને હજુર તો તમારા દેલમાં એ લડાઇના મેદાનમાં સફ ખેંચવાની ઉમેદ બાકી રેહીછે. પણ તું એટલોંતો વીચાર કર

કે, જેવારે આગલી લડાઈમાં એજ રવેશની આપણી નબલી બાજી આ-
વતી તેવારે હરેક જગાથી એક પેહલવાન ભારી લશકર લેઈને આપણી
મદદને વાસતે આવી પોંહોચતો હતો, અને તે નવો આવનાર પેહલવા-
ન આપણા દુશમનની સામે થતો હતો. પણ હવે તો કોઈ મુલકમાં એ-
વો સરદાર રહયોનથી, કે તે પોતાની ફોજ લેઈને આપણી મદદને વાસતે
એ જગોએ આવી પોંહોચે. તે કરતાં તું તારી નજરે જોએછે કે, હમો
લોકોમાં હવે લડાઈ કરવાનો તાકાત રહી નથી. અને ઈરાની કેખોસરોનાં
લશકરમાં તો ઘણા એક પેહલવાન એક એકથી સરસ કીનાના લેનાર
હાલમાં હાજરછે. વાસતે આપણ લોકો જાણી જોઈને પોતાનાં સર મુફત
બરબાદ કરીએ એ વાત કાંઈ દરોસત નથી. તે કરતાં આપણા જાન જા-
એ તો બેહેતર છે, હમો લોકો કાંઈ મરવાથી ડરતા નથી. પણ હમારા જીવ
ગયા પછેભી એ પાદશાહા અફ્રાશીઆબ ઇરાનનો મુલક લેવા ચાહે તો
ભી પણ એ વાત હવે પછે બીજા સો વરસેબીબનનાર નથી. વાસતે બેહતર
તો એજ છે કે, હવડાં તો આપણે એ જેગાથી નાશી જઈએ. અગર એમ
કરસો તો કાલ રોજે જેવાર બામદાદ થશે તેવારે હરેક જાંબુલી પેહલવાન
લડાઈના મેદાનમાં આવી પોતાનો હમનબરદ માગશે તે વખત આપ-
ણાં લશકરમાંથી તેની સામે કોણ થશે? હું સારી રવેશથી જાણુંછું કે, આ
પણાં લશકરમાં હાલ કોઈમાં એટલી તો તાકાત નથી કે તે લોકોની સા
મે ઉભા રહી લડાઈ કરી શકે."

જેવાર હોમાન તથા બારમાનની જુબાનથી એ રવેશના સખુન-
વેશોના બેટા પીરાને તથા પાદશાહા અફ્રાશીઆબે સાંભલયા તેવારે પ-
સંગનો બેટો ઊંધેબખતનો અફ્રાશીઆબ એવો તો ગમગીન થઈ ગયો
કે, ગોયા તેના તનમાં હોશ હતોજ નહીં. પછે તે બદબખત અફ્રાશી-
આબ, પોતાના પેહલવાનોને એમ કરી કહેવા લાગયો કે, "અય તલવાર
ના મારનાર સરદાર લોકો, તમો તમારા દેલમાં એટલા ઘાભરા શા વાસતે
પડી ગયા છો. તમો શું જાણતા નથી કે, હજુતો ઘણાએક મુલકમાં મારે
હુકમ ચાલે છે. તેમાં મરગજ સગસાર, બાખતર, કબચાક, માહાચીન,
કીતાક, તથા કરગચાર, જરજાન, ખુતંન, તથા બલખ બાખાસ, કીશ-
મીર, કાશાન, આલતાશ, માજંદરાન ચરાખુમ, શીંહોદ, હબશાન, ફરં-

ગાન, તથા જંગબાર, વગેરે બીજા ઘણાએક મુલક મારા તાબામાં છે, તી
યાંથી બે શુમાર લશકર મારી મદદે મંગાવીને એ બગર બાપના બેટા કે-
ખોસરોની આખેર લાઊંતોજ હું પાદશાહા પશંગનો બેતો ખરો કેહેવાઊં.
તમો તમારી નજરે જોજો, જે ઈરાન તથા જાબુલ એ બેઉ મુલકની હું
કેવી ખરાબી કરૂંછું. તે ખરાબી જોઇને તમો એમ કરી કેહશો કે, શાબા
સ, એ પંશગના બેટા અફરાસીઆજને, કે એવા બુઢાપાના વખતમાં
એવી મરદાનગી કીધી, કે દુશમનના ભારી મુલકને એક લેજામાં પરા-
ગંદા કરી નાખ્યો." એ રવેશ તમો લોકો મારી તારીફ કરશો. પણ હવ-
ડાંતો તમો પોતાને એવા નામીચા પેહલવાન કેહેવાડો છો, તેથી તમોને
નહીં ઘટે કે એ રવેશથી તમો પોતાની હીમત હારી જાવો. તે કરતાં અ-
ગરજો આપણાં લોકોનું મોત એ જાબુલી પેહલવાનોના હાથ ઉપર હશે
અને આપણે તુરાન જમીનની તરફ નાહાશી જઈશું, તેવારે એ લોકો
આપણી પછવાડે આવી તે જગાભી આપણને જીવથી મારશે. વાસતે
અય મારા નામદાર પેહલવાનો, એ ફરતો આશમાન શું એજ લોકોને
ફતેહમંદી આપશે, અને આપણ લોકોને તે શું ફતેહમંદી નહીંજ આ-
પશે. અય મારા સરદાર લોકો, તમો તમારા દીલમાં એમ ના જાણતા કે
આપણા ઉપર આપણા દુશમનની બાજી હમેશાં એવીજ રહેશે. પણ
એ ફરતા આસમાનનો ચાલ એવીછે કે, કોઈ વખત એક નામીચો પેહ-
લવાન અદના સવારના હાથ ઉપર જીવથી મારયો જાયછે. વાસતે અય
મારા દલેર લોકો, તમો તમારા દીલમાં એ બાબેની કશી ફીકર માં કરો,
અને જો તમો તમારા નામની શરમ રાખવા ચાહાતા હોય તો એ જગા-
થી નાશી ના જાવો. હવે જેવારે કાલ રોજે બામદાદ થાએ તેવારે એ કી-
નાના મેદાનમાં આપણો એક નામીચો પેહલવાન મોકલી અજમાએશ
કરાવો જોઇએ, કે એ ફરતો આશમાન આપણી મદદ કરેછે ઇઆ દુશ-
મનના દીલની મોરાદ બખશે છે. અગરજો એ ફરતા આસમાને આપ-
ણા લોકોને ઇઆરી નહી દીધી, તો એ તમામ અસબાબ પડતો મેલીને
એ તરફથી આપણને તુરકસતાનની તરફ નાસવું સજાવાર છે." એ ર-
વેશના તમામ સખુન કમ અકલ અફરાસીઆબની જોબાનથી તુરકી
પેહલવાનોએ સાંભલયા તેવારે તે મજલેશમાં સરવે કોઇ ખામુશ બેશી

રહયા, અને પોતાના બદબખત પાદશાહાને તે વાતનો કશો જવાબ દીધો નહીં. તે વાર તે આજેજ આવેલા પાદશાહે ફરીથી પોતાના તમામ પેહલવાનોને એમ કરી કહયું કે, "અય તલવારના મારનાર મારા દલેર પેહલવાનો, તમો સરવે કોઇ જાંગુલી લોકોથી જેમ શેરને જોઇને ગોસપંદ ડર ખાય તેમ તમુ ડરખાઇને હીચકારાની મીસાલના થઇ બેઠા છો, વાસતે હવે તમારાં નામ પેહલવાનીમાં તે કેમ રેહશે, અને એવી તમારી હીચકારી અને નામરદી ભરેલી વાત કોઇનું છોકરૂં સાંભલશે, તેવાર તે છોકરૂં તમારી પેહલવાની ઉપર હશીને તાનાજનીનાં સખુન મારશે અને એમ કરી કેહેશે કે, પાદશાહા અફ્રાસીઆબના તમામ પેહલવાનો નામરદ લોકોની મીસાલના હીચકારા છે કે, તે પેહલવાનો તો લડાઇના મેદાનમાં નીકલતી વેલા પોતાના મોંહો ઓરત લોકોની મીસાલ પરદામાં છુપાવતા ફરે છે. એ રવેશ આલમમાં તમારી હશી મશખેરી થાશે. એવી તમારી મરદાનગોના નામ ઉપર અફસોસ હોજો. તે કરતાં તમો તે શુ જોઇને કીનાનાં હથીઆર બાંધી મારી મદદે આવયા છો ? તમો જોવો કે, હું કાલ રોજે લડાઇના મેદાનમાં જાઊં, અને મારા એકખેદંગી તીરે કરી જાલના બેઠા સગજી બચા રૂસતમનું કલેજું શી રવેશ શીવી નાંખું છું તે. તે કરતાં બુરજીગર બરજો તો સારી તરેહથી મારા તોરની યાદદાસ રાખે છે, કે મેં તુરકસતાનમાં શેકાર રમતી વખત મારા એક તીરે કરી મેં ચાર ગોરખરને વીંધી નાખેઆં હતાં, તે તમાસો એં બરજોએ પોતાની નજરે દીઠેલો છે, તેથી તે બુરજીગર તો મારી સાથે તોરઅંદાજી કરવા આવશેજ નહીં." એ રવેશ તે ઊંધે બખતના પાદશાહા અફરાસીઆબે તમામ તુરકી પેહલવાનોને તાનાજનીથી સખુન કહયા. તે સાંભલીને નેકનામ પીરાન તે બદબખત અને હીન નસીબ પાદશાહા અફ્રાસીઆબને એમ કરી કેહવા લાગો કે "અય દાનાઇ ભરેલા પાદશાહા, આ વખત એવો છે કે, તુંને હુજત કરીને મેદાનમાં નીકલવું નહીં જોઇએ. શા વાસતે કે, એ વખત દુશમનોના હાથ ઉપર તું પકડાયો જશે તો આપણા તમામ મુલકનો ખરાબો થશે, અને વલી તું નાહક તે દુશમનોના હાથ ઉપર જીવથી મારો જશે. કાંકે આપણા કેટલાએક નામીચા પેહલવાનો હાલમાં જખમી તનના થાયા

છે, અને વલી જે કોઈ હાજર છે તે પેહલવાનો તો પોતાની હીમત હારી બેઠા છે. વાસતે હવડાં બેહતર તો એજ છે કે, આપણે એ જગાથી છુપાછુપ કુચ કરીએ અને આપણા મુલકની તરફ નીકલી જાઇએ. હવડાં તો એક પોહોર રાત ગુજરી છે, તેથી જેવારે અરધી રાતનો વખત થવા આવશે તેવારે પુરી સીહાઇ થશે, તે વખત એ જગાથી જે કાંઇ અસબાબ લેવા જોગ હોશે તે લેઇને એ જગોએથી આપણે કુંચ કરી જઇએ. અગર નહીં તો હમણા આપણા લશકરને કમર બંધાવશું તો એ ખબર કેખોસરોને થશે, તો તે લોકો દોડતા આવીને આપણા ઉપર ફરીથી માહેતમનો વખત ગુજારશે. વાસતે અય પાદશાહા, આ વખત જો તું મારૂં કહયું માનીને તારી દાનાઇ વાપરી એ વાતનો એશદો કરે તો બેહતર છે. અય મારા નામવર પાદશાહા, તું તારી નજરે જોયછે કે, આપણા પેહલવાનો તો પોત પોતાની હીમત હારીને બેઠા છે અને તુનામવરને કસો જવાબ દેતા નથી અને આપણે ફીકરમાં એવી ગોફતેગો કરી વખત ગુજારીયે છઇયે. તેવામાં જો કોઇ ઇરાની હલકારા લોકો આપણ દુશમનનાં હોકમથી એ જગાની બાતમી ઇઆને ખબરને વાસતે આવશે, તે લોકો એવી આપણી ખોટી વાત સાંભલીને દોડતા જાઈ પોતાના સરદારોને ખબર પોંહોંચાડશે તો તે લોકોનાં હાથ ઉપર આપણાં જીવની મફતમાં ખરાબી થાશે, એ ખુબ યાદ રાખવું."

---

## હેકાયત લખીછે કે, નાહાઠો ગયો પાદશાહા અફ્રાસીઆબ પોતાના તમામ લશકર સાથે રેયેના મેદાનમાંથી રાતને વખત, અને ખબર થઈ પાકજાદ પાદશાહા કેખોસરોને અને રાહા બાંધી ઇરાની તથા જાબુલી લશકરે અને સખેખુન મારીઊં તુરાની લશકર ઊપર.

---

જેવારે બદબખત પાદશાહા અફ્રાસીઆબે દાનાઇ ભરેલા પોતાના વજીર પીરાનની જોબાનથી એવા સખુન સાંભલયા તેવારે પોતા ઉપર પેચ ખાઇને નાચારગીથી અસબાબ બાંધવાનો હોકમ આપયો.

હવે એનો સાએર એમ કરી કહેછે કે, જેવાર તુરકસતાનનો પાદશાહા સુલતાની લડાઇમાંથી સેકશતે ખાઇ પોતાની દરગાહામાં આવયો હતો, તેવારે તે બદબખત પાદશાહા અફ્રાસીઆબની પછવાડે નેકબખત ઇરાની પાદશાહા કેખોસરોનો મેહેરવંદ નામનો હલકારોભી તે જગાની ખબર લાવવાને વાસતે તુરકસતાની લશકરમાં છુપયો ગયો હતો, કે એ લોકોની મજલેસમાં શું ગોફતેગો થાયછે તે સાંભલીને તે પોતાના તાજ-દાર પાદશાહા કેખોસરોને તે વાતની ખબર કરે. એવા અંદેશાથી તે હલકારો અફ્રાસીઆબના ખાસ દેરાની આગલ જઈ ઊભો હતો. તે મેહે-રવંદ હલકારાએ, તુરાની મજલેસમાં ગોફતેગો થતી હતી તે તમામ સાંભલી લીધી. પછે તે મેહેરવંદ હલકારો પોતાનાં દીલમાં હોશીઆર થયો, અને તેજ વખત તુરાની મજલેસમાંથી બાહાર નીકલીને વાની મીસાલ દોડતો આવીયો, અને જે જગો ઉપર ફતેહમંદ બખતનો ઇ-રાનનો પાદશાહા કેખોસરો, તમામ પોતાના પેહલવાનો સાથે મજલેસ સમારી લાલ શરાબની જામ નોશ કરતો હતો, તોયાં આવીયો અને તે મેહેરવંદ હલકારાએ સેતાબ પોતાનું સર નમાવીને નેક સેતારેના પાદ-શાહા કેખોસરોને સેજદો કીધો. તેવાર પછે પોતાની જોબાન ખોલીને જે કાંઈ તુરકસતાનના પાદશાહાની મજલેસમાં ગોફતેગો સાંભલી હતી તે તમામ બેઆંનવાર ખોલીને કહી. જેવારે ઇરાન જમીનનાં પાદશાહે પોતાના ચંચલ મેહરવંદ હલકારાની જોબાનથી તે તમામ સખુન સાંભ-લયા, તેવારે તે પાદશાહા એવો તો ખુશીમાં આવયો કે, તેનાં મોહોડાંનો ચેહરો તું કહે ગોયા બામદાદના આફતાબની મીસાલ ખોલયો, અને તે નેકબખત પાદશાહા તેજ વખત જેહાન પેહલવાન રૂસતમને એમ કરી કેહવા લાગો કે, "અય મારા સરફરાજ પેહલવાનોના પેહલવાન, તાજબખશ જેહાન પેહેલવાનીના સરદાર પીલતન રૂસતમ, આ વખત તું આપણી મજલેસમાં તરણ જામ લાલ શરાબની એ વાતની ઇઆદ માં નોશ કર, અને સેતાબ તારા તનમાં લડાઇનું બબરેબેઆન પેહર, અને તારા તકાવર રખશ ઉપર સવાર થા, અને તારા જાબુલી લશકર ઉપર હોકમ કરી તીશ હજાર સવાર સમશેરના મારનાર તથા તમામ લો-હડાંના બખતરના પેહરનાર તારી સાથે લે, અને કોલજમના દરીઆવની

મીસાલ મોજ મારતો તુરકસતાનની ઉગટ રાહની તરફ જાઈ બેમાલુમ કમીધાહ કરી બેશ, અને તીહાં ગયા પછે જેમ કંઇ તારી દાનાઇ પોહોંચે તેમ કર. સબબ હવે પછે ફરીથી હેવો વખત આપણા હાથમાં આવનાર નથી. "

એ રવેશ તેહેમતન રૂસતમને નેકબખત પાદશાહે કેવા પછે નામદાર પેહલવાન ફરામરજને એમ કરી કહયું કે, "અય હીંદુસતાનના સરદાર જવાન મરદ પેહલવાન, તું તારી સાથે શેર દેલ કેરસાસપસાનીને તથા હાથીને જોરના જેહાનબખશને તથા દલેર સામને લઈ તમો ચેઆર પેહલવાનો તમારી સાથે બીજા પંદર હજાર નેજાના મારનાર સવારોને સાથે રાખી તુરકસતાન જવાના સીધા રસતાની તરફ જાવો અને તે જગા ઉપર તમોબી કમીધાહ કરી બેશો. એમ કરતાં જો તુરકસતાનનો પાદશાહ પોતાના લશકર સાથે ઉગટ રાહે નાહો જશે તો તે તરફ જેહાન પેહલવાન રૂસતમ પોતે એખલો તે તુરકી લશકરને બશ છે. અગરજો એ બદબખતનો અફરાસીઆબ તમારી તરફ નાઠો આવે તો તમો તરણ નામવર પેહલવાનો તમારાં લશકર સાથે તે ઉપર સબેખુન મારજો. પણ એવું નહી થાએ કે તે તુરકી લશકરના તમામ પેહલવાનો આપણાં લશકર ઉપર પોતાની શમશેર બજાવીને નાશી જાય. એ બાબેની ખબરદારી ઘણી રાખજો, અને દુશમન ઉપર પોતાની શમશેર મારતી વખત ચેહારો તરફ ખબરદારીથી નેઘાહ રાખજો અને જે વખત તુરકી લશકર તમારાં લશકરમાં ભેલાઈ જાએ, તેવારે તુરત બેશુમાર મશાલો રોશન કરાવજો, એ રવેશની તમો તમામ વાતની ખબરદારી રાખજો અને જરાપણ ગફલતી કરશો માં. વલી હું તે જાદુગર પાદશાહને નાહાશવાની ખબર મંગાવું છું, કે જેવારે એ તરફથી તે બદબખત પાદશાહ અફરાસીઆબ નાહાશી જવા માટે કુંચ કરશે તેવારે હું તમામ ઇરાની તથા જાબુલી પેહલવાનો સાથે તેની પીઠ પછવાડે આવી પોહોંચશ કે જેથી બેઉ તરફથી દુશમનના લશકર ઉપર કોનાની તલવાર પડશે, તેથી એ બદકાર લોકો પુરા સેકસતે ખાશે, તો ફરીથી એ તુરકી લશકર કીનાની કમર બાંધીને એ તરફ આવશે નહીં. તે કરતાં તમો એએક વાતની એટલી ચોકશ ખબરદારી રાખજો કે, જેવાર તરણ પોહોર

રાત ગુજરી જાએ, અને તે તુરકી લશકર એ બેહુમાંની એક રાહાની તરફ ઈઆને ઉગટ રાહની તરફ અથવા સીધા રસતા ઉપર નહીં આવી પોંહોંચેતો, તમો સેતાબ એક એકની તરફ દોડી પોંહોંચજો. વલી તમે તમારા લશકરમાં એટલી તાકીદ રાખજો કે કોઈ સવાર ખોઆબ કરી નહી શકે." જેવારે નામદાર ફરામરજે તથા સરફરાજ રૂસતમે પોતાન નેકબખત પાદશાહા કેખોસરોની જોબાનથી એવા સખુન સાંભલીઆ તેવાર તે મજલેસમાંથી તાજબખશ રૂસતમ તથા ગરદનફરાજ ફરામરજ તથા હીંદી જેહાનબખશ તથા શેરને પોતેનો કેરસાસપસાની તથા ચીતાની ચુગાલનો સામ એ પાંચ પેહલવાનોએ તરણ તરણ જામ લાલ શરાબની નોશ કીધી. પછે સેતાબ ઉઠીને પોતાના જાચુલી લશકરમાં આવી પીસતાલીસ હજાર સવાર ચુનંદા લોહડાંની પાખરના રાખનારાઓને ચુટી કહાડયા, અને બે માલુમ તે લશકરને તઈઆર કીધું. પછે તે પાંચે દેલાવર પોત પોતાના ઘોડા ઉપર સવાર થયા અને પેલાં લશએક પીસતાલીશ હજાર લશકરમાંથી તીસ હજાર સવાર પીલતન રૂસતમ પોતાની સાથે લેઈને ઉગટ રાહની તરફ ચાલયો, અને જે પંદર હજાર સવાર બાકી રહયા હતા તેની સાથે દલેર ફરામરજ પોતાના બેટાઓને લઇને સીધા રસતાની તરફ ગયો. તાજદાર પાદશાહા કેખોસરો તથા શેર મરદ બરજો તથા જંગો કરીમાન તથા શમશેરનો મારનાર તમુર તથા ગોરજનો ઉઠાવનાર જેહાનસુજ વગેરે બીજા ઈરાની પેહલવાનોએ કીનાની કમર બાંધી પછે ફતેહમંદ બખતના પાદશાહે સેતાબ પોતાના સબરંગ બેહજાદ ઘોડાને તઈઆર કરાવયો, અને દાનાઇ ભરેલા જાલેજરને એમ કરી કહયું કે, "અય નામદાર સામેસવારના બેટા, અને ઈરાની અનજુમનના બુજોરગવાર સરદાર તથા ઈરાનના તખત તાજનાં ને ગેહેબાન, તું આપણા બાજે પેહલવાનો સાથે રેહીને એ જગાની ખબરદારી રાખજે." એટલું કહીને મેહેરવંદ હલકારાને પોતાની નજદીક બોલાવયો, અને તેને એમ કરી કહયું કે, "અય બુજોરગ મેહેરવંદ, તું તારી સાથે કેટલાએક શાહાનશી સવારો અને ઉઠની માદાના સવારોને લેઈ તે સવારોને ખબરદારીને વાસતે જાબજા ઉભા રાખીને તું સેતાબી થી તુરાની લશકરમાં પાછો જા અને જે વખત બદબખત પાદશાહા

અફરાસીઆબ પોતાના લશકર સાથે નાહસવાની તઈઆરી કરે, તેવાર તું સેતાબીથી મારી તરફ સાહાનશી સવારને દોડાવજે, કે હું તે વાતથી વાકેફ થઇને મારાં તમામ લશકર સાથે તે દુશમનનો દુંબાલો પકડીને-આવું, તો તે નેહેશ કદમનો પાદશાહા પુરી સેકસતે ખાએ." એવા સખુન નેક બખત પાદશાહાં કેખોસરોની જોબાનથી સાંભલીને, મેહેરવંદ હલકારો પોતાની સાથે કેટલાએક શાહાનશી સવાર લેઇને સેતાબ તુરાની લશકરની તરફ નીકલી ચાલયો, તેવાર પછે પાકજાદ પાદશાહા કેખોસરોએ પોતાના ઇરાની લશકરમાંથી પીસતાલીસ હજાર સવાર નેજા તથા તીરના મારનાર તઇઆર કીધા, અને જેમ શેકારી શેર હરણનો શેકાર કરવા પોતાની ચુંગાલ ઉઠાવી તઇઆર થાએ, તે મીસાલ તે નેકબખત પાદશાહા કેખોસરો પોતાના લશકર સાથે તઇઆર થઈ બહાર નીકલીને ઉભો.

હવે પેલી તરફ મેહેરવંદ હલકારો પેલા શાહનશી સવારોને થોડે થોડે દુર ઇંઆને તપાલ મુકતો મુકતો તુરાની લશકરમાં જઈ પોંહોંચયો. તેહેવાર અરધી રાતનો વખત થઇ ગયો હતો. તેથી તોયાં જોયશું કે, બાજે પેહલવાનો પોત પોતાના લશકર સાથે કુચ કરો ચાલતા હતા તથા બાજે પેહલવાનો સવાર થઇને પોતાનાં લશકરને કુચ કરવાનો તાકીદ કરતા હતા તથા બાજે સેપાહી લોકો ગુપચુપ પોતાના ઘોડાનાં જેર તંગ ખેંચતા હતા. જેવાર ખબરનાં પોંહોંચાડનાર મેહેરવંદે એ રવેશનો મામલો દીઠો, તેવાર ખુશી થયો કે, હવે હું મારા પાદશાહાને એ વાતની સેતાબ ખબર પોંહોંચાડું. એટલું વીચારી હસતું મોંહો કરીને સેતાબ તુરાની ફોજમાંથી બહાર નીકલયો, અને એક શાહનસી સવારની આગલ આવી એમ કરી કહયું કે, " તું સેતાબ તાહારો શાહનશીને દોડાવ, અને બીજા સવારોને ખબર કર કે પાદશાહા અફરાસીઆબ પોતાનો તમામ અસબાબ પડતો મેલીને નાહો જાયછે." જેવાર તે શાહનશી સવારે મેહેરવંદ હલકારાની જોબાનથી એવી વાત સાંભલી, તેવાર જેમકે કમાનમાંથી તીર નીકલી જાય તે મીસાલ શાહનશીને દોડાવી, અને બીજા શાહનશી સવારની આગલ આવી તે ખબર કહી, તેવાર તેણેભો પોતાની શાહનશી દોડાવો. એ રવેશથી ટપાલે ટપાલ

એક બોજાને પેદરપએ ખબર પોંહોંચાડી, તેથી એક સાએતમાં પાદ-
શાહા કેખોસરોને ખબર થઈ કે, રજાલો તુરકી પાદશાહા પોતાનાં લશ-
કર સાથે નાહો જાયછે. એવી ખબર સાંભલતાં વાર બીદાર બખતનો
પાદશાહા કેખોસરો, પોતાની જોબાન ઉપર પાક યજદાનું નામ યાદ
કરી પેલા પીસતાલીસ હજાર સવારને પોતાની સાથે લેઇને બદબખતી
ભરેલા તુરાનના પાદશાહાની પછવાડે દોડયો. હવે એ દાસતાનનો કહે
નાર અતાઇ સાએર એમ કરી કહેછે કે, "અગરજો હું એ તુરકસતાન-
ના પાદશાહાને રએના મેદાનમાંથી નાશવાની તથા ઇરાનના પાદશાહને
તેની પછવાડે ગયાની તમામ દાસતાન બેઆંન કરી લખું તો, એજ
મોસાલનું એક બીજું દફતર થાય, તેથી એ જગોએ વાત મુખતેશાર
લખો છે. શા વાસતે કે, બાજે મુરખ અને બેઅકલી લોકો એવી વા-
તને ભથાઈ કરી જાણે છે, અને જે જગા લડાઇ તથા કીનાની તલવાર
વરશે છે, તેના બેઆનની વાતોને મોથી તથા શાકરનાં શરબતની મીસા
લ જાણે છે. પણ એમ નથી જાણતા કે, એ દલીલ છે તે દાનાઇનું
ગોહર છે. એ વાતને કોઈ સમજતુંજ નથી. વાસતે હું અતાઈ કહી
જાવું છઊં કે, એ બરજો નામું તમામ સાએરીનો દરજજો ધરાવે છે,
એ વાત બેહતર છે. પણ એ દાસતાન સાંભલીને મારી પછવાડે જે કોઈ
બદનામીનાં સખુન બોલશે, તેને પાક યજદાનાં કસમ છે. શા વાસતે
કે, એ તમામ બરજોનામાંની દાસતાન મેં પોતાની અકલથી જોડીને
જુઠી કહી નથી. પણ એ તમામ દાસતાન આગલી પેહલવી તવારીખ-
ની કેતાબો જોઇ એ દાસતાન તમામ મેં તઇઆર કીધી છે. કોઇબી
જાતના પઇશાના લોભથી નહી પણ મારી ઇઆદગીરીને વાસતે એટલી
દાસતાન ઘણી મેહેનત તથા શકતીથી તમામ કીધી છે. વાસતે જે કોઇ
શખસ એ વાત સાંભલીને અથવા વાંચીને નેકીની જુબાનથી મને ઇ-
આદ કરશે, તેની ઉપર ખોદાતાઆલાનો તરફથી ઘણી મેહેરબાની
તથા બખશેસ ઉતરશે." હવે જેવાર તુરકસતાનનો બદબખત પાદશાહ
અફરાસીઆબ પોતાના લશકર સાથે નાહો ગયો, તેવો આડે રસતે ઉગટ
રાહે આગલ ચાલયો. શા વાસતે કે, તે અફરાસીઆબે એવો વીચાર
કીધો કે, અગર હું સીધે રસતે તુરાન જમીન જાવશ તો, હરેક કોઇબી

શાહામાં મહને દેખશે, તેથી મારા દુશમનને ખબર કરશે. વાસતે બેહેતો એજછે કે, ઉગટ રસતે જાઉ, તો મને કોઈ દેખે નહી, અને વલી એ ખબર કેખોસરોનેભી થાએ નહી. એ રવેશના અંદેશાથી તે ઉંઘેબખતનો પાદશાહા પોતાનાં લશકર સાથે ઉગટ રસતે ચાલયો આવયો. પણ તે બદબખત અફરાસીઆબને એ વાતનીનો ખબર હતીજ નહી કે, નેકબખત પાદશાહા કેખોસરોએ તો આગલથીજ પોતાના પેહેલવાનોને લશકર આપી તે બદબખત પાદશાહનો જવાનો રસતો બંધ કરી રાખયોછે, તે વાતની તો તેને કશી ખબર હતીજ નહીં. એમ કરતાં તે તુરકસતાનનો પાદશાહ પોતાના લશકર સાથે જે તરફ જેહાંપેહલવાન રૂસતમ જાબુલી સવારો સાથે કમીઘાહા કરી ઉભો હતો તે તરફ જાઇ પોંહોંચયો. એમ કરતાં જેવાર પેલી તરફથી તાજબખશ રૂસતમેં તે લશકરના ઘોડા હરણતા હતા તેનો અવાજ સાંભલીયો, તેવાર જાણયુ કે, ઊંધાં બખતનો પાદશાહા અફરાસીઆબ એ તરફ નાહો આવેછે એવું સમજીને તેજ વખત પોતાના લશકરને કમીઘાહામાંથી સેતાબ બાહેર કહાડયું. અને તે તુરકી લોકોનાં જવાના રસતા ઉપર પોતાનાં લસકર સાથે આવી ઉભો. તે બદબખત તુરકીઓનો જવાનો રસતો બંદ કીધો પછે પોતાના સુપેહેસાલાર લોકોને એમ કરી કહયું કે અય મારા સરફરાજ દલેરો, હવે તમો શું જોયા કરેછો કે, શેરના મોંડામાં હરણનો શેકાર આવી પોંહોચયો છે. વાસતે તમો સેતાબ મારી પછવાડે આવી પોંહોંચજો, અને જેમ બને તેમ તમારાં નામની ઇઆદગારી રહી જાએ તેવું કામ કરજો." નામદાર રૂસતમનો જોબાનથી જાબુલી લશકરે હેવો હુકમ સાંભલયો, તેવાર સરવે કોઇએ પોત પોતાની તલવારની મુઠ ઉપર હાથ મારી વીજની મીસાલની શમશેર ખેંચી, અને તે સીહા રાતને વખત એકાએક જાબુલી લશકરમાંથી કીનાનાં નકારાંના અવાજ નીકલયા તેથી મશાલચીન લોકોએ સેતાબ બેશુમાર મશાલો રોશન કીધી. તું કહે ગોયા તે જંગલની તરફ તે મશાલોની એવી તો રોશનાઈ ફેલાઇ ગઈ કે, જોવામાં રોશન આફતાબ જાહેર થયો હતો. જેવાર તુરકસતાનના પાદશાહે એકાએક તે સીહા રાતને વખત એવો મામલો દીઠો કે જંગલની તરફ નકારાનાં અવાજ

થાએછે, અને બેશુમાર શેસનાઇ નજર આવેછે. અને સવારોના ગોલ બાંગનો ભારે અવાજ થાએછે, તેથી મબાદા મારા દુશમન લોકોએ મારે ઉપર કમોધાહા કીધી હશે.

એ રવેશ તુરકસતાનનો બદબખત પાદશાહા અફ્રાસીઆબ અંદેશામાં હતો. એટલામાં તો જેહાન પેહલવાન રૂસતમ પોતાનાં લશકર સાથે જોશ કરતો આવી પોહોંચયો. તેવાર બદબખત પાદશાહ વીચાર કરવા લાગો કે "એવો તે કોણ સખશ છે કે, મારે ઉપર એ વખત જોસ કરતો આવેછે ?" એવા વીચારથી તે ઊંધે બખતનો પાદશાહ નેગા કરી જોવા લાગો, એવામાં એકાએક જેહાન પેહલવાંન રૂસતમે એક પોકાર એવો તો જોરનો મારયો કે, તે નામદારનો અવાજ સાંભલતાં વાર તુરાની પેહલવાનોનાં તનમાંથી ગોયા જીવ નીકલી ગયો, અને સરવે તુરાની પેહેલવાનો ધ્રુજવા લાગા. એવા ભારી પોકારનો અવાજ બદબખત પાદશાહા અફ્રાસીઆબે સાંભલયો, તેવાર જાણયું કે, એ તો બુરા ખાનદાનનો જાલેજરનો બેટો સગજી બચો રૂસતમ પોતાના લશકર સાથે કમોધાહામાંથી બાહાર નીકલીને હમો લોકો ઉપર સબેખુન મારવા દોડયો આવયો છે. એ રવેશ જાણી તે ઊંધે બખતનો પાદશાહા અફ્રાસીઆબ એવો તો લરજામાં પરયો કે, તે વખત ગોયા તેનો ભી હોશ જતો રહયો. અને જેમકે શેરને જોઇને ગાદરઇઆને ગોસપંદ ધ્રુજે, તે મોસાલ ધ્રુજવા લાગો. પછે વેશોના બેટા પીરાન વજીરને કહેવા લાગો કે "અય મારા દાનાવ પીરાન, હવે આપણ એ વાતનો શુ ચારો કરીએ. આપણાં નાહાશવાની ખબર તો દુશમન લોકોને આગમજથી થઇ દેખું, જેથી એ લોકોએ આગમજથી આવીને આપણો નાહશવાનો રસતો બંધ કીધોછે, તેથી મને એવું માલમ પરેછે કે, વલી આપણી મોટી ખરાબી થશે." જેવાર દાનાઇ ભરેલા પીરાન વજીરે પોતાના બદબખત પાદશાહનો જુબાનથી એવા સખુન સાંભલયા, તેવાર પીરાને એમ કરી કહયું કે, "અય પાદશાહ, હવે તો તું ભી સેતાબ તારાં લશકરને હોકમ આપ કે કીનાંની તલવાર ઉઠાવી એ લોકોની સામે થાએ, સબબ હવે આપણને લડાઇ કરવા વગર કાંઇ બીજો રસતે જ નથી." જેવાર બદબખત પાદશાહ અફ્રાસીઆબે એવાં સખુન

પોતાના દાનાઇ ભરેલા પીરાન વજીરની જુબાનથી સાંભલયાં, તેવાર પોતાના લશકર ઉપર અવાજ મારી કહયું કે, "અય મારા સરફરાજ નામદારો તમો શું જુવોછો ! હવે તમોબી તમારા નામની મરદાનગી ઉઠાવો." એ રવેશ પોતાના લશકરને હુકમ તો આપયો, પણ તે ઊંધા બખતના પાદશાહે એમ નહીં જાણયું કે, પાદશાહા કેખોસરોબી પોતાના લશકર સાથે મારી પછવાડે દોડતો આવેછે, તથા બીજી તરફથી દલેર ફરામરજ પોતાના બેટાઓ સાથે આવશે. તે વાતની તો તે બદબખત પાદશાહને કશો ખબર હતીજ નહીં. એમ કરતાં જેવાર અફરાસીઆબના હુકમથી તુરાની લશકરે પોતાની તલવાર ઉઠાવી, તેવાર જેહાનપેહેલવાન રૂસતમે જોયું કે, તુરકી લશકર દોડધુપ કરેછે. એવું જોવાથી સેતાબ પોતાની મેઆનમાંથી તલવાર ખેંચી, તેથી તમામ જાબુલી સવારબી જોશ ભરેલા થયા. એમ કરતાં તે સોહા રાતને વખત બેહુ તરફનું લશકર એક એક ઉપર તલવાર મારવા લાગું. તેના જરબે કરી જેમ લાકડાં કપાએ તે મીસાલ સવારોનાં સર તથા હાડ કપાવા લાગાં, અને જેમ વરસાદનાં કતરા વરસે તે મીસાલ દલેર સવારોની તલવારના જરબ વરશાવા લાગા. તે જરબે કરી ગોથા જાહાડનાં સુકાં પાતરાં ગલી પડે, તે મીસાલ આદમીઓનાં સર પડવા લાગાં, તથા બાજે સવારો પોતાના હાથમાં નેજા તથા છુટ ભાલડી પકડી આદમીઓના સીના વીધવા લાગા. તેણે કરી તે મેદાનમાં હાએ હાએ ભરેલો શોહોરશાર રસતાખેજની મીસાલનો ઉઠવા લાગો, અને તે લડાઇમાં આદમીઓનું લોહી એટલું તો વરસવા લાગું કે, જે મીસાલ બાહારની રૂતમાં વરસાદનું પાણી વરશે તે મીસાલ લોહી વરસવા લાગું. જે તરફ કીનાનો લેનાર તેહમતન રૂસતમ પોતાના રખશને જોલાન દેઇને કીનાની તલવાર મારતો, તે તરફ એક હોમલામાં એક હજાર સવારોનો ઘાન કાહાડી નાખતો. તેણે કરી તે તુરકી લશકરમાં એવો તો પોકાર ઊઠવા લાગો કે, તે પોકારનો અવાજ જે જગા શેરની હીમતનો ફરામરજ કમીઘાહા કરી ઉભો હતો તે તરફ જઈ પોંહોંચયો. જેવાર નામવર ફરામરજે લડાઇનો શોહોરશાર સાંભલયો, તેવાર પોતાના બેટા જંગી જેહાનબખશને તે એમ કરી કહેવા લાગો કે, "અય મારા નામવર બેટા હીંદુસતાનના શાહજાદા, મારા જોવામાં એવુ

આવેછે કે, ઉગટ શાહાની તરફ જેહાનપેહેલવાન રૂસતમ તથા ઊંધે બખતના પાદશાહા અફરાસીઆબના લશકર વચે લડાઇ થાએછે. શા વાસતે કે, હવડાં અરધી રાતનો વખતભી ગુજરી ગયોછે, અને એ તરફ તુરાની લશકર હજુ આવયું નથી, તેથી મુકરર જાણમાં આવેછે કે, ઉગટ શાહાની તરફ લડાઇ થતી હશે."

એ રવેશ નામવર ફરામરજ પોતાના બેટા જેહાનબખશને કેહેતો હતો એવામાં ઉગટ શાહની તરફથી ફરામરજની નજદીક સાહાનશી સવાર આવી પોંહોંચયો, અને તેણે આવતાંને વાર તે તરફની તમામ હકીકત નામવર ફરામરજને કહી. તે સવારે કહયું કે, "અય નામદાર જેહાન પેહલવાન રૂસતમના બેટા દેવબંદ ફરામરજ, તું સેતાબ તારા તમામ દલેર પેહલવાનોની સાથે ઉગટ શાહાની તરફ જઇ પોંહોંચ. શા વાસતે કે, તુરકસતાનનો પાદશાહ અફરાસીઆબ તે તરફ જઇ પોંહોંચયો છે, અને તેની સાથે જેહાનપેહેલવાન રૂસતમ ભારી લડાઈ ચલાવેછે." જેવાર હાથીને જોરના દલેર ફરામરજે તે સાંહાંનશી સવારની જોબાનથી એવા સખુન સાંભલયા તેવાર તે નામદાર જંગી પોતાના તમામ લશકર સાથે તે જગાથી જેમ રેલનું પાણી દોડે તે મીસાલ દોડતો તે તરફ જઈ પોંહોંચયો. એમ કરતાં જેવાર નામવર ફરામરજ પોતાના જાબુલી સવારો સાથે તે મેદાનમાં આવી પોંહોંચયો, તેજ વખત હોકમ કરી પોતાના લશકરમાંથી કીનાનાં નગારાં તથા પીતલની કરનાએનાં અવાજ કરાવયા, તેના શોહોરશારથી તે કીનાનું મેદાન હલમલી રહયું, અને તે નગારાં તથા કરનાએના અવાજ સાંભલી બદબખત પાદશાહા અફરાસીઆબનું તમામ લશકર તથા પેહેલવાનોનાં દેલ લરજામાં પડયાં, અને સરવે કોઇ તે તરફ નજર કરી જોવા લાગા. તયાં જોએ શું કે, એક ભારી લશકરને દરીઆવના મગરમછની મોસાલ મોજ મારતું તે તરફ આવેલું દીઠું, તેવાર તે તમામ તુરકી લોકો પોતાના દેલ સાથે પુરા નાઉમેદ થઇ ગયા, અને એક બીજાને એમ કરી કહેવા લાગા કે, "વલી એ કોણ જોલમગાર પેહેલવાન લશકર સાથે આપણી પછવાડે આવયો છે." એ રવેશ તે તુરાની લશકર તથા પેહલવાનો પોતપોતાની સાથ માહોમાહા એક બીજા સાથે ગોફતેગો કરતા હતા. હેવામાં જેહાન

પેહેલવાન રૂસતમે પોતાના લશકર ઉપર અવાજ મારી કહયું કે, "અય મારા દલેર લોકો, તમારી મદદને વાસતે આપણું બીજું લશકર આવી પોંહોંચયું છે, તેથી તમો સરવે કોઇ એકદેલ થઇને દુશમન ઉપર ફોનાની તલવાર મારો." એ રવેશ તેહેમતન રૂસતમ પોતાના જાબુલી લશકરને કેહેતો હતો, અને તુરાની લશકર ઉપર તલવાર મારતો હતો. એવામાં તો નામવર ફરામરજ તથા શેરની હીમતનો જેહાનબખશ તથા હાથીની વજનનો કેરશાસપશાની તથા જંગી શામ એ ચાર પેહેલવાન જોશ કરતા પોતાના પંદર હજાર જાબુલી લશકર સાથે લોહીની વરસાવનાર તલવાર ઉઠાવી તુરકી લશકર ઊપર આવીને તુટી પડયા, અને તે નામદારોએ એક સખત લડાઇ એવી તો ઉઠાવી કે, જેમ આફત ભરેલા પવને કરી જમીન ઉપરથી ગેરદ ઉડી જાએ તે મીસાલ તુરાની સવારોની ગરદન ઉપરથી સર ઉડવા લાગાં. તે વગરે તે સીહા રાતને વખત દલેર પેહેલવાનોની ચાચી કમાનમાંથી એટલા તો તીર ઉડવા લાગા કે, તે મેદાનમાં બેશુમાર મશાલની રોશની હતી તે રોશની તે બેશુમાર તીરોના પરે કરી ઢંકાઇ ગઇ અને તે તીરના પેકાને કરી લડાએક સવારોનાં સીના વીધાવા લાગા. તથા શમશેરનાં જરબે કરી જેમ ચોગાનમાં દડી ઉડી જાય તે મીસાલ લડાયેક સવારોનાં હાથ તથા સર ઉડવા લાગાં. એવામાં એકાએક નેક સેતારેનો પાદશાહા કેખોસરો, પોતાના પેહલવાનોની સાથે પીસતાલીસ હજાર સવાર પોતાની સાથે લઇને જોશ કરતો તે જગાએ આવી પોંહોંચયો. તે નામના ઉઠાવનાર પાદશાહોના પાદશાહે, આવતાંને વાર પોતાના તમામ દલેર સવારો સાથે જેમકે ભુખયો શેર તથા બબર હરન ઉપર હુમલો કરે તે મીસાલ તુરાની લશકર ઉપર હુમલો કીધો, અને તેઓ શમશેર તથા ગોરજથી લડાઇ કરવા લાગા. તેમાં નામનો ઉઠાવનાર બરજો તથા મસતી ભરેલો કરીમાન, તથા ચીતાની ચુંગાલનો જેહાનસુજ, તથા નામદારી ભરેલો તમુર, વગરે સુપેહસાલાર તુસ તથા ગોદરજ, તથા ગીવ, તથા બીજન, તથ બેહરામ બીન બેહરામ, તથા સાપુર એ વગેરે બીજા કેટલાએક પેહલવાનો બેદાદગર અફરાસીઆબના લશકરને બરહમ મારવા લાગા. તે વખત એવીતો સખત લડાઇ થતી હતી કે, બાપ બેટા ઉપર અને બેટ

બાપ ઉપર પોતાનો તલવાર મારતા હતા ઇઆને તે મસતી ભરેલી લડાઇમાં કોઈ કોઇને ઓલખતુંહતુંજ નહી.

એમ કરતાં એ ખબર બદબખત પાદશાહા અફ્રાસીઆબને થઇ કે "અસો નર સીઆવખસનો ફ્તેહમંદ બેટો કેખોસરો પોતાના બેશુમાર લશકર સાથે આવીને આપણાં તુરાની લોકો ઉપર કીનાથી તલવાર મારે છે, અને તે લોકોની તલવારે કરી આપણાં લશકર ઉપર માહેતમનો વરસાદ વરશેછે." એવી નાખુશ ખબર સાંભલી બદબખત પાદશાહા અફ્રાશીઆબ, પોતાના તન ઉપર સાફ્ની મીસાલ મરડાવા લાગો અને જેમ નેતરનું ઝાડ ધુજે તે મીસાલ લરજામાં પડયો. પછે તે પસંગના બેટા અફ્રાસીઆબે પાછી હીમત પકડી જોસમા આવીને પોતાના લશકર ઉપર અવાજ મારી એમ કરી કહયું કે "અય મારા દેલાવર લોકો, તમો એક મરતબે એ ઇરાની લશકર ઉપર ગલબો કરો અને એ બગેર બાપના બેટા કેખોસરોને જીવતો પકડી લેવો!" એવો હુકમ પોતાના બદબખત પાદશાહા અફ્રાસીઆબની જુબાનથી સાંભલતાં વાર બેશુમાર તુરકી લશકરે નેકબખત પાદશાહ કેખોસરોના લશકર ઉપર એકદમ હોમલો કીધો. જેવાર નામવર બરજો, દલેર ફરોમાન, જંગી તમુર અને જેહાનજોએ જેહાનસોજ એ ચેહારે બાપ બેટાઓએ તુરાની લશકરનો એકઠો ગલબો પોતાના નેકબખત પાદશાહની તરફ જાતો દીઠો તેવાર તે નામવરોના દેલ પુરાં ખુન ભરેલાં થાયાં, અને તેજ વખત તે ચેહારે પેહલવાનોએ પોતાના ઘોડાની લગામ ફેરવી સેતાબ તુરાની લશકરની સામે જાઇ તે લશકરને આવવાનો રસતો બંધ કીધો. અને તે દેલાવરો જોશમાં આવીને પોતાનો તલવાર ઉઠાવી તુરકી લશકરને મારવા લાગા અને જે તુરકી સવાર ઉપર તે નામવરો પોતાની તલવારનો જરબ મારતા તેને તેની સવારીનાં જાનવર સાથે તેજ વખત ચાર તુકડા કરી નાંખતા હતા. એમ કરતાં પરહેજગાર લોકોને પરસતેસ કરવાને લાએકના ઉગમણના પાદશાહે પોતાના પુરા દબદબા સાથે ઉગમણના ગારમાંગી રોશનાઈ ભરેલો પોતાનો ચેહરો બહાર કાઢયો, ઇઆને દુનીઆને ખુસીનો બખશનાર આફ્તાબ બાહાર નીકલીયો, તેવાર નામદાર જેહાનપેહલવાન રૂસતમને ખબર થઇ કે પાકજાદ પાદશાહા કે-

ખોસરો ઉપર તુરાની લશકરે ગલબો કીધોછે. એવી ખબર સાંભલયાથી તેહેમતન રૂસતમ અંદેશામાં પડયો. પછે પોતાની લડાઇ પડતી મેલીને પોતાના લશકર ઉપર અવાજ મારી કહયું કે "અય મારા દલેર લોકો-તમારી પોસત પનાહાને વાસતે મારો નામવર બેટો દલેર ફરામરજ એ જગા હાજર છે, તેથી તમો હીમત પકડીને દુશમન લોકો ઉપર તમારી તલવાર મારજો." એટલું કહીને તે જેહાનપેહેલવાન રૂસતમ પોતાના પાદશાહા કેખોસરોની તરફ તકાવર રખશને દોડાવતો આવયો. તીયાં આવી જોએ શું કે તે નામદાર પાદશાહાતો પોતાના હાથમાં વીજલીનો મીસાલની તલવાર પકડીને તુરાની લશકર સાથે લડાઈ કરેછે. તે તમાસો દીઠાથી તાજબખશ રૂસતમભી ગુસામાં આવયો, અને એક પોકાર એવાતો જોરથી મારયો કે, જેમ આસમાન ઉપર વાડલ પોકારે તે મીસાલ એક ભારી પોકાર બદબખત પાદશાહા અફરાસીઆબ ઉપર મારયો અને તે તુરકી પાદશાહને એમ કરી કહયું કે, "રજાલા પાદશાહા, તું રએના મેદાનમાંથી ચોરની મીસાલ રતોવાહ નાશીને કીહાં જવા ચાહેછે? તું ખાતરીથી જાણજે કે, તુને હવે જીવવું મુસકેલ પડશે." એટલુ કહીને જેહાન પેહેલવાન રૂસતમે પોતાનો ભારી ગોરજ ઊઠાવયો, અને તુરાની લશકર ઉપર હોમલો કરી તે સવારોના સર ઉપર મારવા લાગો. તેના ભારી જરબે કરી દલેર સવારોનાં સર શોરમાની મીસાલ બારીક થઇ જવા લાગાં, અને તે ગોરજનો ધમાધમ અવાજ થવા લાગો તેથી જમીન તથા જમાનો લરજામાં પડયો. એમ કરતાં એવી તો સખત લડાઇ થવા લાગી કે, જે વખત આખેરી હજારેનો દાહાડો આવશે, તે વખતભી તેવી લડાઈ થશે નહીં. એવી સખત લડાઇ થવા લાગી.એમ કરતાં એક નેજાવાર દાહાડો માથે આવયો, તેવારે નામના ઉઠાવનાર જાબુલી પેહલવાંનો તે બો આબાન જંગલમાં ઝાડીઓની વચે એક બીજાને સારી તરેહથી જોવા અને ઓલખવા લાગા. શાવાસતે કે તે જંગલમાં એટલી તો ગીચ ઝાડી હતી કે, જેવાર એક નેજાવાર દાહાડો ઊંચે આવયો તેવાર એક બાજાને ઓલખવાને બની આવયું. તે પછે તે જાબુલી પેહેલવાંનો એવા તો જોશમાં આવોને તલવાર મારવા લાગા કે, જેમ સીહા વાડલમાં વીજલી ચમકે તે મીસાલ તે નામદારોની તલવાર ચમકવા લાગી. જેવાર પશાંગના

બેટા ઊંધેબખતના પાદશાહા અફરાસીઆબે એવી રોશતાબેજ ભરેલી લડાઇ પોતા ઉપર દીઠી, તેવાર તેનું દેલ આતશનો મીસાલ બલવા લાગું. પછે પોતાના વજીર પીરાનને એમ કરી કહેવા લાગો કે "અય મારા દાનાઈ ભરેલા પીરાન, તું જાણે છે કે આપણુ જાલના ખાનદાનનાં પેહેલવાંનોથી આજેજ આવીને રએના મેદાનમાંથી નાસીને તુરકસતાન જતા હતા, તીયાં રાહામાંભી એ જોલમગાર લોકો આવીને કમીધાહ કરી આપણો જીવ લેવા ચાહે છે, અને આપણાં લશકર ઉપર રોશતાબેજ ગુજારે છે. હેવી ખુનરેજી તો ગોસપંદના તોલાં ઊપર કશાબ ઇઆને કશાઇ લોકો પણ કરતા હશે નહીં. એવી ખુનરેજી આપણા લશકર ઉપર આએ વખત ગુજરે છે. તે કરતાં આપણે એ તરફ ઘણી મરતબે આવયા છઈયે, પણ આપણા લશકરે એવો સેકશત કોઇ વખત ખાધીતી નહી. એ જાબુલી તથા ઇરાની લોકો આએ વખત બીનેહાએત જોલમ કરી લીએ છે, અને વલી પેલો ઊંધાબખતનો પાદશાહા કેખોસરોભ આએ વખત પુર જોશમાં આવયો છે, કે જેવો જોશ એ પાદશાહાનો મે કદી મારી નજરે જોયોતોભી નહી, અને કાને સાંભલયોતોભી નહી. અય પીરાન, તું જરા નજર કરીને તો જો કે એ બેઅકલ નાદાન કેખોસરોભી પોતાના હાથમાં શમશેર પકડીને આપણા સવારોનાં સર ખાકમાં નાખે છે. તે વગેરે તુશ, તથા ગોદરજ એ બેઉ ઇરાની સરદારોભી હેવા તો જોશમાં આવયા છે કે, પોતાના હાથમાં નેજા પકડીને સરદાર લોકોને ઉઠાવી જીન ઉપરથી ખાકમાં નાખે છે, તથા ગેવનો બેટો બોજન, તથા નોજરશાહાનો ગશતેહેમ, એ બેહુ પેહલવાનો તો પોતાના હાથમાં કમાન ઉઠાવી તીરે કરી તુરકી સવારોના સીના ચાક ચાક કરી નાખે છે. અને મગજી બચો રૂસતમ તથા ફરામરજ, તથા હીંદી જેહાનબખશ, તથા એક લોખડોની મીસાલનો શામ, એ તમામ પેહલવાનો તો પોતાની તલવારે કરી ગોયા ચોગાન દડી રમે છે. ઇઆને જેમ ચોગાન દડી ઉડે તે મીસાલ તુરકી સવારોનાં સર ગરદન ઊપરથી ઉરાડી નાખે છે. અને બુરજીગર બરજો, પોતાના બેટાઓ સાથે હાથમાં ગોરજ પકડીને જબરદસત લોકોનાં સર કુટી નાંખે છે. એ રવેશ એ તમામ પેહેલવાનો છેડાએલા શેરની મીસાલ મસતી કરે છે."

એ મીસાલ બદબખતી ભરેલો તુરકસતાનનો પાદશાહા અફ્રશ- શીઆબ, પોતાના વજીર પીશનને કેહેતો હતો, અને પોતાના લશકરને દેલાસાથી હીમત આપી ઉભું રાખી ઈરાની લશકર સાથે લડાઇ કરાવતો હતો. એવી સખત લડાઈ કરતાં બે દાહાડા તથા બે રાત ગુજરી ગઇ, તે વાર તુરાની લશકરે પુરી શેકસતે ખાધી, તેથી તે લશકર ચોતરફથી ના- સવા લાગું. જેવાર નેહેશ સેતારાના પાદશાહા અફ્રશસીઆબે તથા તે- ના પેહેલવાનોએ હેવો મામલો દીઠો કે, તુરાની લશકર બતંગ આવી હરતરફ નાઠું જાએ છે, તેવાર તે ઊંધેબખતનો પાદશાહા અફ્રાસી- આબબી પોતાના ઘોડાની લગામ ફેરવીને આડે રસતેથી તુરકસતાનની તરફ નાશવા લાગો. તેને જોઇને તેના બાકી રહેલા પેહેલવાનોબી એવા તો નાશવા લાગા કે, જેમ કમાનમાંથી તીર નીકલી જાય તે મીસાલ ના- સતા હતા. એવો મામલો ઈરાની લશકરે તુરકી લોકોનો દીઠો કે રેશવા- ઈ ભરેલો અફ્રાસીઆબ તથા તેનું લશકર આજેજ થાઈ નાઠું જાએ છે. એવું જોઈને નેકબખત પાદશાહા કેખોસરોના લશકરે તે નાસતાં લશકરનો દુમબાલો પકડયો, અને તે લશકરમાંથીબી જે સવાર હાથમાં આવતો તેને મારીને બીજાનો દુમબાલો પકડતા. પણ તે તુરકી સવારો- માં કોઈબી મરદ એટલી તો તાકાદ નહીં રાખી શકતો હતો કે, એક જા- બુલી સીપાઈની સામે થાએ. એ રવેશથી તે લશકર છુટું લેઈ નાશ- તું હતું, અને જાબુલી દલેરો હરતરફ પોતાના ઘોડા દોડાવીને તુરાની લોકોના કમરબંદ પકડી લેતા, અને તેને ઉઠાવી બીજા નાસતા સવારો- ની તરફ ફેંકી મારતા, તેના જરબે કરી બે તરણ તુરકી મારયા જતા હતા, અને જે તુરકી સવાર પોતાના ઘોડાની પીઠ ઉપરથી નીચે પડતો તેનું તન ઘોડાઓની ઠોકડે કરી રેજેરેજ થઇ જાતું હતું. તે વગેરે કેટ- લાએક ઈરાની સવારો પોતાના હાથમાં નેજા તથા છુટબાલડી પકડી તુરકી સવારો ઉપર છુટો મારતા હતા. તે લડાઇમાં હરેક જગા મુ એલાં આદમીની લોથના ટેકડા થયા હતા. એ રવેશ તે તુરકી લશકરને મારતા મારતા જેહુનના દરીઆવની સરહદમાં જઇ પોંહોંચયા; પણ તે વખત બદબખત પાદશાહા અફ્રાશીઆબ પોતાના થોડાંએક લશકર તથા પેહલવાનો સાથે તે દરીઆવને પેલે પાર ઉતરી ગયો હતો, તેથી

બંચી ગયો અને બાકી તેનું તમામ લશકર મારયું ગયું. જેથી જેહુન-ના દરીઆવથી તે રએનાં મેદાન લગી મુએલાં આદમીની લોથે કરી તમામ જંગલ ભરાઈ ગયું હતું. જેમ આસમાન ઉપરથી પાણી વરસે અને કીચલ થાએ તે મીસાલ તમામ મેદાનમાં કીચલ થયો હતો; એટલું બેશુમાર લોહી પડેલું હતું. એ આફત ભરેલી લડાઈમાં બદબખત પાદશાહા અફરાસીઆબનું તથા ઇરાની પાદશાહા કેખોસરોનું તથા જાબુલી લશકર એટલું તો મારયું ગયું હતું કે, તે લશકરોનો કશો હદ હીસાબ હતોજ નહી. તેથી તે લોથને કોઇએ ઊઠાવીને ઠેકાણે પોહોંચાડીભી નહીં. તેણે કરી તે મુએલાં આદમીઓની તથા ઘોડા તથા હાથીની લોથનાં ભારના બોજાથી જમીનબી આજેજ આવી ગઇ હતી. અગરચે કોઈ શખસ તે મુએલાં આદમીઓનાં શર ધુંઢવા ચાહે, તો એકથી તે દશ લાખ સુધી મલી આવે, એટલું લશકર તે બેહુ વખતની સુલતાની લડાઇમાં મારયું ગયું હતું. તે એમકે શાહાજાદો જાદસુમ જેહાનપેહેલવાંન રૂસતમ સાથે લડયો, અને તેનાં મુઆથી જે જંગ ઉઠયું તે લડાઇ, અને નેહેસ સેતારેનો પાદશાહા અફરાસીઆબ નાઠો તે, એ બે લડાઇમાં એટલું બેશુમાર લશકર મારયું ગયું હતું. એ રવેશાની તમામ લડાઇ થઇ હતી. તે સખત લડાઇનો બેઆનવાર હેવાલ હું અતાઈ નામનો શાએર લખી શકયો નથી. અને મુખતેશર લખી જાઉછું કે, જેવાર પેલી તરફ પાદશાહા અફરાસીઆબ જેહુનનો દરીઆવ ઉતરી નાઠો ગયો, તેવાર તુરકસતાનના જીલામાં ઇઆને તુરાન જમીનની સરહદમાં એક ભારી પાહાડ ગનાબદ નામનો હતો, તે પહાડની નજદીક જઇ મકાન કીધો, કે કોઈ પેહેલવાન તથા લશકર સલામત રહયું હોય અને તે આવી પોહોંચે તો તીયાં એકઠું થાય. સા વાસતે કે, અગરજો પોતે એકલો તુરકસતાન જાએ તો તે વાતની મોટી શરમ હતી કારણ કે આલેમ લોક તાનાજાણી કરે કે, તુરાનનો પાદશાહા પોતાના ભારી બેશુમાર લશકરને જાબુલી પેહલવાનોના હાથ ઊપર પાએમાલ કરીને પોતાનો જાન સલામત લઇ પોતે પોતાના વતની તરફ નાઠો આવયો છે એ રવેશ દુનીઆના લોકો બોલે તેથી તે જગા મકાન કરીને પોતાનું લશકર એકઠું કરવા લાગો. એમ કરતાં તે તુરકસતાનનો પાદશાહા તે પહાડની નજદીક બેદા

હાડા અને બે રાત તે પાહાડની કઢનમાં મકાન કરી પડી રહયો, તેવાર તેનું લશકર જે સલામત પછવાડે રહયું હતું તે સખતી ખેંચતું તથા અફરાતું જીકાતું પડતું ખડતું તે જગા આવી પોંહોંચીઊં. તે વાર પછે બદબખતી ભરેલા પાદશાહા અફરાશીઆબે પોતાનાં પીરાંન વજીરને એમ કરી કહયું કે, "અય મારા દાનાઇ ભરેલા બુજોરગ પીરાન, તું આપણાં તમામ પેહલવાંનોને હુકમ કર કે સરવે કોઇ પોત પોતાનાં લશાકરનો શુમાર કાહાડે કે, એ વખત હવે એટલું લશાકર હાજર છે, અને એટલું મારયું ગયું છે." જેવાર વેશેના બેટા પીરાને પોતાનાં ઉંધે બખતના પાદશાહાની જુબાનથી એવો હુકમ સાંભલયો, તેવાર તે પીરાન વજીરે તમામ સરદાર લોકને હુકમ કીધો કે, "અય નામદાર લોકો, તમો તમારા લશકરનો શુમાર કાહાડો કે, કેટલું લશકર મારયું ગયું છે, અને હવે કેટલું સલામત રહયું છે ?" એ રવેશાનો હોકમ તુરાની સરદારોએ પીરાનની જુબાંનથી શાંભલયો તેવાર સરવે કોઇએ પોતપોતાના લશકરનો શુમાર કાહાડયો, અને પાદશાહા અફરાસીઆબ તથા પીરાનની નજદીક આવયા, અને એમ કરી કહેવા લાગા કે, "અય પાદશાહા, આએ વખત આપણી નજદીક બે લાખ સવાર હાજેર છે. પણ જે વખત આપણો શાહાજાદો જાદસુમ જેહાંનપેહલવાંન રૂસતમ સાથે લડાઇ કરવા કીનાનાં મેદાનમાં ઉતરયો હતો, તે વખત હમોએ પોત પોતાનાં લશાકરનો શુમાર કાહાડયો હતો તે વખત બાર લાખ સવાર હાજર હતા. તે વગેરે માજંદરાંની તથા સગસારી તથા આદી તથા જાદસુમનાં એ તમામ લશકરનો શુમાર તો હમો લોકોએ કહાડયો નહી હતો. શા વાસતે કે, તે લશકર હમારા તાબામાં હતું નહી. તેથી જાણીયામાં આવયુંછે કે, એ લડાઇમાં આપણાજ તુરાની દસ લાખ સવારો મારયા ગયાછે અને બીજાં લશકરો જે મુવાં તેનો તો કશો શુમાર માલમ પડતોજ નથી. અય પાદશાહા, જાદશુમની લડાઇ વખત આપણાં એકતીસ પેહલવાંનો હાજેર હતા, તેમાં હવડાં એ જગોએ હમો સતર પેહલવાંનો હાજર છીયે. તેમાં પાંચ પેહલવાન શાબેત તનનાં, તથા બાર પેહલવાંન જખમી તનનાં છે ! તેમાં હોમાન તથા બારમાન તથા રોઇન તથા નસતેહેન તથા જેગાલ તથા ઇદિરાઇમાન

તથા લોહાક તથા ગરૂએજરેહે તથા સપેહેરંમ તથા ફરશોદવરદ તથા કલબાદ તથા શેમોખ એ બાર પેહલવાંન જખમો તનનાં અને બાકી હમો પાંચ દલેર જે સલામત તનનાં છે, તેમાં અરખાશ તથા જોહેમુદ તથા કરાવલ તથા જરજાશ તથા કરશીવજ, એ પાંચ પેહેલવાંન સલામત હાજર છીએ."

જેવાર ઊંધેબખતના પાદશાહા અફરાસીઆબે એવા સખુન પોતાના સરદારોની જુબાનથી સાંભળયા, તેવાર પોતાની આંખમાંથી આંજુનાં કટરા વરશાવયા, અને તે પેહલવાંનોની નજદીક એમ કરી કેહવા લાગો કે, "એ જોલમગાર ફરતા આસમાને આએ વખત મારા ઉપર એવી ગરદેશ નાંખી કે, મારા દુશમનોનાં હાથ ઉપર મારી બુજોરગી ભરેલી હોરમત લેવાડી અને વરી મને મેહેનત તથા જોલમ તથા આફત તથા ફેકરમાં નાંખયોછે. એ આસમાને મારી મદદ તો નહીજ કીધી, પણ મારો નામદાર જાદશુમ જેવો દેલાવર બેટો એ લડાઇમાં દુસમનોના હાથ ઉપર મારયો ગયો, તેથી મારૂં કલેજું જેમકે ગોરખરનો કબાબ આતશ ઉપર ભુંજાએ તે મોસાલ ભુંજાઇ ગીયુંછે. મારે ઉપર એ સરવે જુલમ તથા આફત ફકત સામે સવારનાં ખાનદાનથીજ બનીઉં છે. તેથી જાલના રૂસતમનાં ખાનદાનનું ખાણું ખરાબ થઇ જાજો ! અને તેની નસલમાં એકુભી ફરજંદ સલામત રહેતુમાં ! તથા વરૂની ખસલતના જાલેજરનો ઉમેદ ફના થઇ જજો ! તથા હીંદુ ચોરબચો જેહાંબખસને તો કોઈ દેવ જીવતો પકડીને ખાઇ જાજો ! કે તે જોલમગારે મારી ખાસ ફોજ ઉપર ભારી જોલમ ગુજારયોછે. તથા નેહેશ કદમના ફરામરજનું કલેજું મારા કલેજાંની મીસાલ બલી જાજો! તથા બુરજીગર બરજોના તરણ બેટા જે દેલાવર કહેવાએછે, તે કોઇ દરીઆવમાં દુબી મરજો ! અને એ બરજોના તનનાં ગોસતને કોઈ ભુખયું વરૂ ખાઇ જાજો ! તથા બગર બાપના બેટા કેખોસરોનો રોશન સેતારો છે, તે મારા જેવો બરગસતે થાજો ! તથા તેનું તાજ અને તખત તેની હઇઆતીમાંજ કોઇ નામદાર પાદશાહના હાથમાં તથા તેના કબજામાં થાજો ! કે એ કેખોસરોભી મારી મીસાલ રઝરી રખડોને જુરી જુરી હાય અફસોસ કરે. તથા સામે સવારનાં આબાદી ભરેલાં

સીસતાંન શેહરમાં કોઇ આતશ મેલી બાલી ખાકસાર કરી નાખજો ! અને તે શેહેરમાં તમામ જાબુલો લોકો તે આતશમાં બલીને ખાક સાર થઇ જાજો ! એ વગેરે મારા જીવની બીજી હજારો હજાર હાએ તથા અફસોસભી તે ઇરાણી તથા જાબુલી લોકો ઉપર પડજો !" એ રવેશ તે તુરાનનો બદબખત પાદશાહા અફરાસીઆબ જારી વ જારી કરી પોતાના સરદારો આગલ કેહેતો હતો. એ રવેશ તે પાદશાહાને જારી તથા હાએ અફસોસ કરતો જોઇ તેને પીરાંન વજીરે તથા બીજા પેહલવાંનોએ ઘણીએક આજેજીથી સમજાવયો. અને એમ કરી કહયું કે, "અય દાનેસમંદ પાદશાહા, તુંને એ રવેશે જારી કરવી ઘટે નહીં. શા વાસતે કે જે કાંઇ બનનાર વશ હતી તેતો બનો ચુકી, અને હવે તે વાત ઉપર એ રવેશની જારી તથા માહેતમ કરવી દરૂસત નથી." હેવી ઘણીએક તરેહથી શમજાવયો. તેવાર પછે તે ઊંધે બખતના પાદશાહા અફરાસીઆબે પોતાના પીરાન વજીરને હોકમ કીધો કે, "અય મારા દાનાઇ ભરેલા પીરાન, જે કાંઈ આપણી પાસે હાલમાં આએ લશકર હાજેર છે તેને તું તઇઆર કર. શા વાસતે કે આપણે પરથમ એ જગોએથી ચાંચ શેહરની તરફ ફરેદના બેટા કયાંનશાહા ઉપર જઇએ. કાંએજે તે બગેર બાપનો બેટોભી આપણો ચાંચ શેહરનો મુલક પોતાની કબજ કરી બેહોછે, તેથી તેહેનો પાસેથી પરથમ તે મુલક છીનવી લીજીએ, અને વલી તેને જીવથી મારીએ." જેવારે પીરાન વજીરે પોતાના પાદશાહાની જોબાનથી એવા સખુન સાંભલયા, તેવાર તે દાનાઈ ભરેલા વજીરે તે બદબખત પાદશાહાને એમ કરી કહયું કે, "અય દાનેશમંદ પાદશાહ, તું આએ દુનીઆમાં હમેશાં કાએમ જીવતો રહેજો, અને તારી કોલાહના ગોશશા આસમાન લગીન પોંહોંચજો ! એ રવેશ દોઆ કરોને પછે કહયું કે, અય પાદશાહ, તું જાણતો નથી કે આપણે રંજ તથા સખતો ખેંચતા શેરની ચુંગાલમાંથી નાહાશીને છુટીને એ તરફ આવયા છયે, અને આપણાં લશકરે તો હજુર બે દહાડા આસાએશ કીધી નથી, અને આપણાં પેહલવાંનો તો જખમી થઇ પડયા છે. આપણાં લશકરનાં બાજે સવારોનાં હાથ તથા પગ તથા ગરદન ટુટી ગએલાં છે, અને હજુર આપણાં દુશમનોએ કીનાની કમર છોડીભી હશે નહીં ! અને વલી તું

જાણી જોઇને બલતા આતશમાં બલવા જાએછે. પણ તું તારા દેલથી એમ કરી જાણ કે, હવડાં જો આપણ કીનાની કમર બાંધીને ચાંચ શેહેરની તરફ કેઆનશાહા સાથે લડવા જાશું તો તે બબર પાદશાહ કેખોસરોને થશે, તેથી તે કેઆની પાદશાહા પોતાના તમામ ઇરાણી તથા જાબુલી લશકર સાથે કેઆંનશાહની મદદે આવી પોહોંચશે, તો આપણો બાકીનો તમામ મુલક તે પાદશાહ છીનવી લેશે, અને વલી તું જેવા બુજોરગ પાદશાહાને તથા મારા બાપ વેશેના ખાનદાનને જીવથી મારશે, તેવાર પછે તે પાદશાહા પોતાનાં મુલકની તરફ પાછો ફરશે. વાસતે એ મારી વાતને તું તારી ખાતેર જમએથી જાણજે. શા વાસતે કે, મને એક સેતારે સેનાશ નજુમીએ એમ કરી કહયું છે કે, જે દહાડે સીઆવખસના બેટા કેખોસરોનાં તમામ પેહલવાન તથા લશકર કીનાની કમર બાંધીને તુરકસતાનની તરફ આવશે, તે દાહાડે પરથમ તું તારાં તમામ ખાનદાન સાથે ઇરાણી લોકોના હાથ ઉપર જીવથી મારયો જશે. તેવાર એમ કરી જાણવું કે, પાદશાહા અફ્રાસીઆબનીભી આખેર આવી. તે કરતાં અય પાદશાહા, આજ કેટલાંએક વરસ થયાં આપણ લોકો આપણું વતન તથા બેશકબીલાનાં લોકોનાં મોહો જોવાના ઇનતેજાર છયે, તેવામાં વલી આપણ તુરાણી લોકો એક બલાના મોડાંમાંથી છુટો બીજાં મગરમછનાં મોડાંમાં જાવા ચાહીએ છયે તો તે જગાથી આપણે પાછા જીવતા કેમ આવશું ? વાસતે અય પાદશાહા, હવડાં આપણને કેથે લડાઇ કીધાનું કામ નથી, હવડાં તો આપણે આપણાં બલખ શેહેરની તરફ જઇએ, અને તે જગો આરામ પકડી બેશીએ. તેવાર પછે પાછું નવેશરથી લશકર તઇઆર કરીને એ ચાંચ શેહરની તરફ જાવું મુનાસેબ છે. એવા ભારી દુશમેનની સામણે તે નવાં લશકરની મદદથી કીનાંની કમર બાંધીએ તો ફતેહ પામીએ." જેહેવારે વેશેના બેટા પીરાનની જોબાનથી બદબખત પાદશાહા અફ્રાસીઆબે એવા સખુન સાંભલયા, તેવાર તે બદ સેતારેના પાદશાહા અફ્રાસીઆબે એક સરદ હાએ મારીને પોતાનાં હાથ ઉપર હાથ મારયા. પછે દુખ ભરેલાં દીલ સાથે તે જગાથી કુચ કરીને પોતાના લશકર સાથે પોતાના વતનની તરફ ચાલયો. પણ તેનું દેલ લડાઇ તથા કીનાથી ભરેલુંજ હતું.

## હેકાયત લખીછે કે, મોકલયો પાકજાદ પાદશાહા કેખોસરો-એ મેહરવંદ હલકારાને બાજે ખબરોને વાસતે તુરક સતાનની તરફ, અને બખશેશ કીધી નેક બખત પાદશાહા કેખોસરોએ પોતાનાં લશકર ઊપર.



હવે આએ તરફ નેકનામ પાદશાહા કેખોસરોએ જોયું કે, જાદુગર અફરાસીઆબ પોતાના લસકર સાથે જેહુનનો દરીઆવ ઉતરીને પોતાના મુલકની તરફ નાહો ગયો છે તે વાર તે કેઆંની પાદશાહે પોતાની નજદીક મેહરવંદ હલકારાને બોલાવયો, અને તે હલકારાને એમ કરી કહયું કે, "અય તેજ વાની મીસાલનાં ચાલનારા ખુબી ભરેલા મેહેરવંદ, તું બીદાદગર અફરાસીઆબની પછવાડે જા, અને તે જગા હુશીઆરીથી કામ લે. તું જોજે કે, તે બદબખતનો પાદશાહા અફરાસીઆબ કેહી જગોએ છે, અને તે પોતાના પેહલવાનો સાથે શું મસલત કરેછે ? તે પાદશાહા પોતાના દીલમાં હજુર કીનાની ઉમેદ રાખેછે ઇઆ નથી રાખતો. તે વગરે બીજું તું એ જોજે કે, તે પાદશાહ મુલકે મુલકથી લશકર મંગાવી પાછું એકઠું કરેછે યા નથી કરતો. એ રવેશ શરવે વાતની ખબરદારીથી તજવીજ કરી સેતાબ પાછો આવી મને તેનાં સરવે વાતની ખબર કર." એ રવેશના તમામ સખુન કહીને તે નેકબખત પાદશાહે મેહેરવંદ હલકારાને અફરાસીઆબની ખબર કહાડવાને વાસતે તુરાન જમીનની તરફ મોકલયો. તેવાર પછે તે બીદાર બખતનો તાજદાર પાદશાહા કેખોસરો, તે જેહુનનાં દરીઆવની નજદીકથી પોતાના ઇરાની દલેરો સાથે પાછો ફરીને રએના મેદાનની તરફ આવયો. તીઆં તે નેકનામ પાદશાહા કેખોસરો નજર કરી જોએ શું કે, તુરકસતાનના પાદશાહા અફરાસીઆબનો ગંજ ખજાનો તથા દેહરા વગરે તમામ સામણુ પરાગંદે પડેલો છે. તેમાં હાથી તથા ઘોડા તથા ઊંટ તથા ખચર તેમજ ભારી હથીઆરહતાં. તે હથીઆરો ઉપરભો બેકીમતના લાલ તથા હીરા તથા મોતીનો જડાવ જડેલો હતો, તથા બેશુમાર જરરીન

દેહેસ તથા કેનાત તથા ફરશ તથા શવતી તથા તખત તથા તાજ તથા મજલેસનો સામાન તથા સુના રૂપાની જડાવદાર ખુરસી તથા રંગ બેરંગી રેશમી કપડાં, તેમાં અતલશનાં તથા મખમલનાં તથા સાટીનનાં તથા જરબફતી દીબાનાં હતાં, તથા બેકીમત બખતર તથા જરરીન કોલાહા તથા પાદશાહી લાએક ગોહેરનાં જડાવનાં કમરબંદ તથા હીરા તથા લાલ તથા મોતી તથા પરવાલાં તથા માનક, તથા જંમરૂદ તથા ફીરોજા, એ તમામ જવાહેરોથી ગોહેરના દાબડા ભરેલા હતા. તે વગેરે તે મેદાનમાં બીજો એટલો તો સામન પડેલો હતો કે તેનો કશો શુમાર હતોજ નહી. જેવારે સખી દીનના પાદશાહા કેખોસરોએ એ તમામ અસબાબ તે મેદાનમાં પડેલો પોતાની નજરે દીઠો, તેવાર પોતાના તમામ પેહલવાંનોને હુકમ કીધો કે, "અય મારા ફતેહમંદ બખતના સરદારો, આએ મેદાનમાં જે ખજાનો પડેલો છે તે તમો તમારાં લશકરને વેહેંચી આપો." એવો પાકજાદ પાદશાહ કેખોસરોની જુબાનથી હોકમ સાંભલવાથી તે તમામ ગંજ ખંજાનો ઇરાંણી તથા જાબુલી લશકરને વેહેંચી આપયો. તેથી તે તમામ લશકર એવું તો તવંગર થયું કે, કોઇ કોઇને કશી ચીજનો હાજેત રહી નહી. તેવાર પછે તે ફતેહમંદ બખતનાં પાદશાહે ઇરાન જમીનમાં જવાને વાસ્તે કુચનું નગારૂં કરાવયું, અને તમામ અસબાબ તથા ગંજ ખજાનો ઉંટ તથા હાથી તથા ખચર તથા ઘોડાની પીઠ ઉપર લાઢયો. પછે તે રોશન આફતાબનો મોસાલનો પાદશાહ પોતાના સુફેદ હાથીનો પીઠ ઉપર જરરીન જડાવ દાર તખત મંડાવીને તે ઉપર સવાર થયો. તે નેકબખત પાદશાહની આગલ ફતેહમંદ જરરીન જડાવદાર ગાવીઆંની જુંડો ઉડતો હતો. તે જુંડાને પેહલવાંન અસકસ પકડીને હાથીનો પીઠ ઉપર બેઠો હતો, અને તે અસકસની બરાબર બીજા બે પેહેલવાન હાથીની પીઠ ઉપર સવાર થાઈ તે પવીતર જુંડાની ખબરદારોને વાસતે ચાલતા હતા. તેમાં એક રેહામ તથા બીજો જંગેશાવરાન એ બે નામદાર હતા. તે વગેરે કેટલા. એક નકારચીન લોકો સુનાનાં કુડાનાં નગારાં હાથી તથા ઉંટની પીઠ ઉપર ખુશી ભરેલાં દીલ સાથે ધમધમાવતા હતા. તે ખુશી ભરેલા નગારાના અવાજ આથમાં આશમાન ઉપર જઈ પોંહોંચયા. તેથી તે

આસમાન ઉપરનો સનોસચર સેતારોભી બાખતે હોશ થાઇ ગયો. તેની પછવાડે ગાવેહાંનગરનાં ખાનદાનના પેહલવાનોનું લશકર ચાલતું હતુ અને તેની પછવાડે ગોદરજીઆંની ટોલાનાં સરદાર લોકો પોતેપોતાનાં લશકર સાથે ખુસદેલથી ચાલતા હતા. તેની પછવાડે નોજરશાહાની બુનીઆદનાં શાહાજાદા ભારી દબદબાથી લશકર સાથે મોજ મારતા હતા. તેની પછવાડે સામેસવારની ઇઆદગારીનાં નામના ઉઠાવનાર નોજવાન જાબુલી સરદારો ભારી દબદબાથી જરરીન જીનનાં જડાવદાર સાહાજના ઘોડાની પીઠ ઉપર સવાર થઇ, સર ઉપર વાંકી કોલાહા મેલી, કેમર ઊપર હાથ રાખી, નાજ નખરાંથી ઘોડા ઠણકાવતા ખુશી ભરેલાં મોં સાથે જોશથી આગલ ચાલતા હતા. તે તમામ નવજવાન પેહેલવાનોમાં ચઉદમો રાતનાં ચાંદની મીસાલનો ખુબસુરતી ભરેલો જેહાનસુજ, તથા બામદાદનાં આફતાબની મીસાલનો લાલ રોબશાસનો કરીમાન, તથા સુકર સેતારાની મીસાલ તેજી ભરેલો તમુર, તથા ફ્રેરેસતાનો મીસાલ રોશન ચેહેરાનો શામ, તથા બપોરી વખતનાં તેજી ભરેલા રોશન આફતાબની મીસાલ જલકાટ ભરેલો કેરશાસ પસાની, તથા બીજનાં ચાંદની મીસાલનો બોજોરગી ભરેલો હીંદુસ્તાનનો શાહાજાદો જેહાનબખસ, એ તમામ નામના ઉઠાવનાર પેહલવાંનો હતા. તેમની આસપાશ શરહંગ તથા આક તથા તરમાહએ વગેરે બીજા સરદાર લોકો અરબસતાની લશકર સાથે પુર દમામથી ચાલતા હતા. તે વગેરે હફ્તે કેશવર જમીનનાં પાદશાહોના પાદશાહ કેખોસરોની સવારીના હાથીનો આશપાશ બીજા ઘણાંએક સરદાર લોકો ચાલતા હતા. તેમાં નામદાર સામે સવારનો બેટો દસતાંને જાનેજર, તથા રખશનો સાહેબ જેહાન પેહલવાન તેહંમતંન તાજ બખસ રૂસતમ, તથા હીંદુસતાનના તમામ રાજાઓનો સરદાર ફરામરજ, તથા રૂમ તથા જરંદાબ તથા ઇઉનાંન તથા ખોતા તથા ઇઅમંન એટલા મોટા મુલકોનો પાદશાહા સરફરાજ સોહરાબનો બેટો જેહાંનજોએ બરજો, તથા નેકનામ જોહારે, તથા બોજોરગ બુનીઆદનો શાહજાદો ફરીબોરજ, તથા નામદારી ભરેલો ગોદરજ, તથા સેપેહસાલાર તુશ, તથા બુઢો ગોસતહેમ, એ વગરે બીજા ઘણાએક શાહાજાદાઓ તે નેક બખત પાદશાહાની સવારીમાં હા-

થીની આસપાસ ચાલતા હતા અને તે પાદશાહની પછવાડે બઈખુન-ધાહનો કશો શુમાર હતોજ નહીં.

એ રવેશ ભારી દબદબા સાથે રોશન જીવનો અને બુજોરગ બુનીઆદનો નેકનામ પાદશાહોનો પાદશાહ કેખોસરો, ઇરાન જમીનમાં આવી પોંહોંચયો. એમ કરતાં જેવાર પોતાનાં ઇશિણ શેહરમાં દાખલ થયો, તે વાર પોતાનાં પાદશાહી અએવાનમાં આવીને તમામ સેપેહસાલાર લોકો સાથે મજલેસ સમારી બેઠો. પછે તે સરફરાજ પાદશાહની આસપાસ તમામ પેહલવાંનો ભારી દબદબાથી બેઠા. એમ કરતાં જેવાર રોશન રોજનું મોતી, મગરેબના જવેરીએ ખરીદ કીધું અને તે જવેરીએ તે મોતીને મગરેબના દાબડામાં મુકયું, યાને આફતાબ ગોરબ થયો, અને સીહા રાત પડી, તેહેવાર તે ફરેસતા ખસલતના પાદશાહ કેખોસરોએ હુકમ કરી તે પાદશાહી એવાનમાં રોશંન બેહશતની મોસાલ એક મજલેસ સમારી. તે મજલેસમાં પાદશાહોનો પાદશાહ કેખોસરો પોતાનાં ઇશણી તથા જાબુલી પેહેલવાનો સાથે નેઆંમત ખાણું ખાવા બેઠો. એમ કરતાં જેવાર ખાણું ખાઈ ફારેગ થયા, તેહેવાર બાજે લોકો તે ખાણાની તારીફ કરવા લાગા. શા વાસતે કે, તે દહાડાનું ખાણું ઘણું લેહજતદાર નેઆંમત હતું. તેમાં મોરગના તથા હરણના તથા સાબરના તથા ફરબે દુમબાનાં ગરમ ગરમ કબાબ, તથા બીજા શેકાર તેમાં કરીહાલ તથા હરેઆલ તથા શીરીહાલ તથા કોલંગ તથા મોરગ તથા તીતર તથા કબુતર એ વગેરે બીજી ઘણી જાતનાં પરંનદાં મોરગનાં ભુજેલા કબાબ, તથા માહીની બીરેઆંની, તથા ગોલાબનાં ખમીરની નરમ નરમ રોટી, તથા કેશર તથા કસતુરી તથા બીજી જાત જાતની ખોશબોએ ભરેલી બીરેઆંની, તથા જરબુરીઆન કે જે જરબુરીઆનની ખોશબો એ આસમાન ઉપર જતી હતી તેવું નેઆમત લેહજતદાર ખાણું હતું. તે ખાઇ ફારેગ થયા. તેવાર પછે પેહલવાંન લોકોએ પોત પોતાના હાથમા સુનાનો જામ પકડી, જેમાં પરીને ચેહેરેનાં શાકી લોકો હાથમાં સુનાની સોરાહી પકડી રંગબેરંગી શરાબ રેડતા હતા. તેથી તે મજલેસમાં પેહલવાન લોકો ખુશીમાં આવી એક બીજાની ઇઆદમાં શરાબ નોશ કરતા અને પરીને ચેહેરેની રામશગરો પોતાનાં પરવાલાંની મીસાલનાં મી-

થા લબથી ખુસ હલકે સરોદ ગાવા લાગી. તે વગરે દફ તથા ચંગ તથા તમબોરા તથા મીરદંગના અવાજનો શોહોર થવા લાગો. તે વજંતરનો અવાજ આસમાન ઉપર જઇ પોહોંચયો. તેથી આસમાન ઉપરનાં તમામ સેતારાભી પોતાના કાન ધરી સાંભલવા લાગા અને તે ખોશ રંગ સરોદનો અવાજ સાંભલી તે સેતારાઓ એમ કેહવા લાગા કે, એવી પાકીજે મજલેસ હમોએ દીઠીતી નહી, અને ભરેસપત સેતારો ખુશીમાં આવીને આફરોન કરવા લાગો. તે મજલેશની ખુશી જોઇ આસમાનભી લાલ રંગનો થયો હતો, અને આસમાન ઉપર જે શનીસચર સેતારો કેહવાએ છે, તેભી તે મજલેસનો દબદબો જોઇને અદેખાઇ કરવા લાગો, તથા મંગલ સેતારો તે મજલેસના દબંદબાથી શરમ ભરેલો થયો હતો. એ રહેશની તે ખુશી ભરેલી મજલેશમાં નેકનામ પાદશાહો ના પાદશાહા કેખોસરોએ પોતાના તમામ પેહલવાન તથા સરદાર લોકો સાથે એક હફતા લગીન ભારી દબદબાથી ખુશી કીધી. તે મજલેસમાં સરવે કોઇ એવી તો ખુશીથી જોક કરતા હતા કે, તે ખુશીથી જે કોઇ બુઢા હતા તે પાછા નોવજવાન થયા. તેમાં ઇરાણી તથા જાબુલી તથા નોજરી તથા ગોદરજીઆની તથા ગાવેહનગરની બુનીઆદના તથા અરબસતાની એ સરવે કોઇ તે મજલેશમાં બેશીને ખુશી ભરેલાં દેલથી પાકજાદ પાદશાહા કેખોસરોની ઇઆદમાં દમબદમ શરાબોની જામ નોશ કરતા હતા, અને એક બીજાની મરદાનગીનો તે ખુસ કેફની મસતીમાં તારીફ કરતા હતા.

## હેકાયત લખી છે કે, બેરની અજમાએશ કીધી જંગી ફેરશાસપશાની તથા દલેર જેહાનસુજે એક એક સાથે, અને સરોપાવ આપયો પાકજાદ પાદશાહા કેખોસરોએ તમામ પેહલવાનોને.

તે ખુસી ભરેલી મજલેસમાં નામનો ઊઠાવનાર તમામ પેહલવાનોનો સરદાર જેહાંન પેહલવાંન રૂસતમ ફતેહેમંદ બખતના પાદશાહા કેખોસરોની નજદોક દેવબંદ ફરામરજ તથા જેહાનજોએ બરજોની ઘ-

ણીએક તારીફ કરવા લાગો. અને કેહેવા લાગો કે, "અય તાજદાર, દાનાઇ ભરેલા, પાકી જેહ મગજના, ખુબ સુરતી ભરેલા, નેકદેલ, પાદશાહોનાં પાદશાહા, આએ વખતની લડાઇમાં એ રએના મેદાનમાં દેલાવર ફરામરજ તથા માહારા સરફરાજ નામદાર શોહરાબનો બેટો દલેરી ભરેલો બરજો જો હાજર નહીં હતે તો ખોદા મઆલુમ કે શું થાતે ! શા વાશતે કે, એ બેહુ કાકા ભતરીજાએ અફરાશીઆબના લશકર ઉપર જેવી તલવાર મારે છે તેવી કોઇ બીજાએ મરદાનગી કીધી હશે નહીં." એવા સખુન જેહાંન પેહલવાંન રૂસ્તમનો જોબાનથી સાંભલીને પાક એતેકાદના પાદશાહા કેખોસરોએ જેહાન પેહેલવાંન રૂસતમને એમ કરી કહયું કે, "અય સામેસવારના ઇઆદગારી ભરેલા અને ઇરાની તાજ તખતને નેગાહાના રાખનાર જાલેજરના પોલતન બેટા રૂસતમ, તેં જે કાંઇ વાત કહી તે દરોસત છે. પણ મારા જોવામાં જંગી જેહાનસુજની હેવી તો મરદાનગી થઇછે કે, એ ગોરજના મારનાર ગરદન ફરાજ જેહાનસુજે, તે સુલતાની લડાઇમાં ચેઆર તુરકી પેહલવાંનોને જીવથી મારયા અને વલી બીજા કેટલાએક પેહલવાંનને જખમી કીધા પછે બદબખત પાદશાહા અફરાશીઆબનો ખાસ જુંડો તુરકી પેહલવાંનોના હાથમાંથી એક લેહજામાં છીનવી લીધો. એવી રીતની જવાંમરદી દલે જેહાન સુજની મારા જોવામાં આવી છે, તેથી હું એ નામવરની દલેરી ઉપર આફરીન કરૂ છું." એ રવેશ તે મજલેશમાં એક બીજાની તારીફ થવા લાગી, અને તે ખુશી ભરેલી વાત સાંભલીને પેહલવાંન લોકો એક એકની ઇઆદમાં દંમ બદંમ શરાબની જામો નોશ કરતા હતા. એમ કરતાં તે મજલેશમાં તમામ પેહલવાંન સરાબની મસતીની મોજમાં આવયા, તેથી એક બીજાની અજમાએશ કરવાને વાસતે અવલ જંગી જાહનસુજ ઉઠી ઉભો થયો, અને પોતાના એક હાથની મુઠી વારી બાંગે બોલંદ કેહેવા લાગો કે, "અય મારા નામદાર લોકો, આએ વખત મારા દીલમાં એક ઉમેદ છે કે, આપણી મજલેસમાં તમામ પેહલવાંનો બેઠા છે, તેમાં એક બુજોરગી ભરેલો જાલેજર, તથા દેવબંદ રૂસતમ, તથા મારો બાપ ગરદન ફરાજ બરજો, એ તરણ નામદારો સોવાએ બીજો હેવો તે કોણ જોર ધરાવે છે કે તે નામદાર આએ મારા હાથની મુઠી છોડવે."

એવો સખુન દલેર જેહાનસુજની જોબાનથી સાંભલીને તે મજલેશમાંથી દલેર બીજન ઉઠી ઊભો થયો અને જેહાનસુજની નજદીક આવો તેની મુકી ઉપર પોતાના હાથની ચુંગાલ નાંખી, કે પોતાની કઉઅતે કરી દલેર જેહાનસુજની મુકી છોડવે. એ રવેશનો એરાદો કરી નામદાર બીજને ઘણોએક જોર કીધો, પણ દલેર જેહાનસુજની મુકીની એક આંગળીભી અળગી કરી શકયો નહી. એવો મામલો જોઇને નોજરશાહાનો ઘોસતહેમ તેજીથી ઉઠયો અને બીજનને એમ કરી કહયું કે, "અય મારા દીલના રફીક દોસત, તું જરા બેશ કે હું એ જેહાનસુજની મુકીની અજમાએશ કરૂં." તેનું એટલું કહેવું કે ગીવનો બેટો બીજન પોતાની ખુરશી ઉપર પાછો આવી બેઠો. તેજ વખત દલેર ઘોસતહેમ જંગી જેહાનસુજની મુકીને વળગયો, અને તે દલેર ઉપર ઘણોએક જોર કીધો, પણ તે નામદારથીભી જેહાનસુજની મુકી છુટી નહી! એ રવેશ દમબદમ એક પછે એક તમામ ઇરાની પેહલવાનોએ દલેર જેહાનસુજની મુકી છોડવવાને વાસતે ઘણોભી જોર કીધો, પણ કોઇબી નામદાર ઇરાની પેહેલવાન તે દલેરની મુઠી છોડવીને હાથની હહેલી સીધી કરી શકયો નહી. તેથી તે મજલેસમાં ઇરાની પેહલવાનોની મશકેરી થવા લાગી. તેવો મામલો જોઈ ગરદન કશ જંગી તમુર પોતાની ખુરશી ઉપરથી ઉઠયો અને પોતાના ભાઇની નજદીક ગયો, અને તે નામદારની મુકીને વલગયો, અને જેમ બે હાથી એક એક ઉપર જોર કરે તે મીસાલ ઘણોભો જોર કીધો પણ આકેબત દલેર તમુરથીબી જંગી જેહાનસુજની મુઠી છુટી નહી. તેથી તમુરભી ખશોઆંનો પડીને પોતાની જગા ઉપર આવી બેઠો. તેવાર તમુરની ખુરશીની બરાબર લડાએક સામ બેઠેલો હતો તે સેતાબ ઉઠીને જેહાનસુજની તરફ ગયો, અને જેહાંસુજની મુકી ઉપર ચીતાની મીસાલ ચુંગાલ મારી અને જેમ રશીનો ગાંઠ ખોલવા ઊપર મેહનત કરે તે મીસાલ ઘણોભી જોર કીધો, પણ તે પહાડની મીસાલના પેહેલવાનનો મુકી તે નામદારબી છોડવી શકયો નહી. તેવાર જંગી જેહાનસુજ એમ કરી કેહવા લાગયો કે, "અય પેહલવાન સામ, તારા બાપ નામવર ફરામરજે આપણાં નએઆગાન સામે સવારની મીસાલ તાહારૂં નામભી

શામ કરી રાખ્યું છે, પણ તારા તનમાં તો ઇશની પેહલવાનોનાં જેટલો ભી જોર નથી." જેવાર જેહાનસુજને એ રવેશ બોલતો નામવર ફ-રામરજે સાંભલયો, તેવાર તે હીંદુસતાનનો સરદાર પોતાની ખુરસી ઊપરથી ઉઠયો, અને ઘણો જોશમાં આવયો. શા વાસતે કે, પોતાનાં બેટા સામને જેહાનસુજે તાનાનાં સખુન કહયા તે તાંમોશ નહી થયા. તેથી પોતાની આંખમાં ખુન લાવી અબરૂ ચઢાવી ઉઠયો. એવો મામલો જોઇ શેરને પતિનો કેરશાસપ સાની તુદીમાં આવીને પોતાની ખુરસી ઉપરથી ઉઠયો, અને શેરના શેકારો ઇઆને શેરના મારનાર ફરામર-જને એમ કરી કહયું કે, "અય મારા દાનાઇ ભરેલા બાપ, જરા તું તારા દેલમાં સબર પકડ. શા વાસતે કે, હજુર તો એ મજલેસમાં જર-નેગાર શેહરનો પાદશાહ ગારદન ફરાજ જેહાંનબખશ બેહેલો છે, અને વરી એ નામદારનો હું કમીનો બેટો મગરમછની ચુંગાલનો હાજેર છેઉં! તો તું મારા નએઆગાનને એ મજલેસમાં જોર અજમાવવા કેમ દઇશ. તું જાતે ઘણોભી દેલાવર જોરમંદ પેહલવાંન છે, પણ હું તારા બેટાનો બેટો એ મજલેસમાં બેશીને તારા જોરનો તમાશો કેમ જોઇશકું. તું નામદાર બાપ મારી સામણે પોતાની ખુરસી ઉપરથી ઉ-ઠી એવા નાલાએક કામ ઉપર જોર કરે તો મને ઘણી શરંમ પેદા થાએ."

જેવાર દાનાઇ ભરેલા ફરામરજે પોતાના નામદાર બેટાના બેટા કેરશાસપસાનીની જોબાનથી હેવા સખુન સાંભલયા, તેવાર તે નામદાર પાછો પોતાની ખુરસી ઉપર બેઠો. અને દલેર કેરશાસપસાની જંગી જે-હાનસુજની નજદીક આવયો, અને જેમ શેકારી શેર પોતાની ચુંગાલ ગોરખર ઊપર મારે તે મીસાલ જેહાનસુજનો મુઠો ઉપર પોતાની ચુંગા-લ મારી. સેતાબ તે કેરશાસપસાંનીએ પોતાના હાથનાં આગલાં જેહાન-સુજનાં આંગલાં ઉપર મુકયાં અને તેની મુઠોને પોતાની હથેલીએ કરી દાબી અને જેમકે બે ચીતા જંગલમાં એક એક ઉપર જોર કરે તે મીસા-લ તેઓ જોર કરવા લાગયા. તે વખત ગોયા તે મજલેસમાં બે મસત હા-થી મસતોમાં આવી એક એક ઉપર જોર કરતા હતા, ઇઆ બે મગરમ-છ દરીઆવમાં મોજ મારતાં હતાં. ઇઆબે શાહાબાજ જાંનવરશેકાર ઉ-પર જરબ મારતાં હતાં. ઇઆ બે પાહાડ એક એક સાથે અથડતા હતા.

ઇઆ બે જંગલના શેર એકબીજા સાથે મસતી કરતા હતા. એ રવેશ એક બીજા ઉપર ઘણોએક જોર કીધો, પણ આખેર જંગી જેહાંનસુજની મુઠીને દેલાવર કેરશાસપસાંનીએ છોડવી. એવો મામલો જોઇને તાજદાર પાદસાહા કેખોસરો, તથા જેહાંનપેહલવાન રૂસતમ વગેરે બીજા પેહલવાંનો તે કેરશાસપસાની ઉપર શાબાશ શાબાશ કરી આફરીન કરવા લાગા. એવામાં દલેર કેરશાસપશાંની જોશમાં આવીયો અને પોતાનો એક હાથ લાંબો કીધો અને દલેર જેહાંનસુજને એમ કરી કેહવા લાગયો કે "અય જેહાનસુજ, આએ મારો હાથ જે મેં સીધો કીધો છે, તેને વાલીને મારી પીઠ પછવાડે તું લેઇ જાએ તેવાર હું ભી જાણું કે તું મારો બરાબરીનો કરનાર પેહલવાન છે!" જેવાર શેર મરદ બરજોના બેટા જંગી જેહાનસુજે તે કેરશાસપસાનીની જોબાનથી હેવા સખુન સાંભલયા તેજ વખત ગુસસામાં આવી જોશ ભરેલો થયો. શા વાસતે કે, એક તો તેની મુકીને કેરશાસપસાનીએ છોડવી હતી અને બીજું તો એ કે તે નામદારને તે મજલેસમાં સરવે કોઇએ સાબાશી આપી હતી, એટલા વાસતે ઘણો ગુસસામાં આવયો હતો. તેથી સેતાબ પોતાના હાથની ચુંગાલ મારી તે કેરશાસપસાનોનો હાથ પકડયો; અને જે મીસાલ મુકી છોડવવા ઉપર તેઓએ જોર કીધો હતો તેથીભી જીયાદા એક બીજા ઉપર જોર કરવા લાગયા. એમ કરતાં જંગી જેહાનસુજ પોતાના જોરે કરી તે કેરશાસપસાનીનો હાથ વાંકો વાલી તેની પીઠ પછવાડે લેઈ ગયો. તેજ વખત ઇરાની અનજુમનમાથી સરવે કોઇએ જંગી જેહાનસુજ ઉપરભી સાબાશીના પોકાર ઉથાવી, આફરીન કીધી. એવી દલેરી પોતાના બેઉ નવજવાન નબીરાઓમાં જોઈ, તાજબખસ રૂસતમ સેતાબ પોતાની ખુરશી ઉપરથી ઉઠયો અને તે બેહુ બેટાઓને ઘણાએક પેયારથી પકડી પોતાની ગોદમાં દાબેઆ અને તે બેહુ દલેરોનાં સર ઊપર બોશા દીધા. પછે તાજબખસ રૂસતમે તે નવજવાન બેટાઓને એમ કરી કહયું કે, "અય મારા દેલાવર સેરમરદ પેહલવાનો, મારા જોવામાં તમો બેહુ નામદાર બેટાઓ જોર તથા હુનરમાં બરાબર ઉતરયા છો. વાસતે આએ વખત તમો બેઉ નામવર બેટાઓ એક બીજાની ઇઆદમાં એક એક લાલ શરાબની જામ નોશ કરો."

તેજ વખત નામદાર બરજોના બેટા જેહાનસુજે તથા ફતેહમંદી ભરેલા ફરામરજના નબીરા કેરશાસપસાનીએ પોતાના બુજોરગ બાપના સખુનને માન આપી એક એક જામ લાલ શરાબની નોશ કીધી, અને પોત પોતાની ખુરશી ઉપર ખુસ દેલથી પાછા બેઠા.

એમ કરતાં જેવાર આથમા દહડાની બામદાદ થઇ તેવારે દસતાન જાલેજરે જાબલેસતાન જવાને વાસતે પાકદીનના પાદસાહા કેખોસરો પાશેથી રોખસત માંગી. તે બુજોરગી ભરેલા જાલેજરે પાકજાદ પાદશાહા કેખોસરોને એમ કરી કહયું કે, "અય બીદાર બખતના બુજોરગી ભરેલા ફતેહમંદ પાદશાહા, અગરજો તારી રજા હોએ તો હમો તમામ જાબુલી પેહેલવાનો એક વખત પોતાનાં વતન સીસતાનની તરફ જઇએ, અને હમારા તમામ ખેશી લોકો સાથે મલી તે જગોએ ખુશી કરોએ. સા વાસતે કે, આએ મારા રોશન જીવની મીસાલના ખુબ સુરત ભરેલા બેટા શેરની હીમતના જેહાનસુજે નામદાર સામે સવારનું વતન દીઠું નથી, માટે એ દેલાવરભી એક વખત પોતાની નજરે પોતાના નેઆગાંનોનો મુલક જોએ." એવા સખુન બુજોરગવાર જાલની જોબાનથી તે નેક સેતારેના પાદશાહા કેખોસરોએ સાંભલયા, તેવાર તે મજલેશમાંથી તે ફતેહમંદી ભરેલો બીદાર બખતનો પાદશાહા કેખોસરો પોતાની પાદશાહી દરઘાહમાં આવી જરરીન તખત ઉપર બેઠો. તે પાકજાદ પાદશાહા કેખોસરોની આસપાસ તમામ ઇરાણી તથા જાબુલી પેહેલવાનો પોતપોતાની શુનાની ખુરશી ઊપર બેઠા. તેવાર પછે નામદાર પાદશાહા કેખોસરોએ પોતાની જોબાન ખોલી તમામ પેહલવાનોને એમ કરી કહયું કે, "અય મારા સરફરાજ પેહલવાંનો, તમોએ તમારો હોનર તથા જોરતો મારા દુશમેન રોસવાઇ ભરેલા અફરાશીઆબને દેખાડયાં છે. પણ તે ઊંધે બખતના જોલમગારના એક જીવને વાસતે કાંઇ લાખો લાખ આદમી ફોકત મારયા ગયા છે. પણ એ પશંગનો બેટો આપણા હાથમાં બીલકુલ આવતો નથી. અગર જો એ ખુની દેલનો પાદશાહા આપણાં હાથમાં આવે તો તેની કરણી પરમાણે તેને સજા આપી જીવથી મારોએ, તો એ દુનીઆંમાંથી તમામ ફેસાદ બર તરફ થાએ. વાસતે અય મારા દાના પેહલવાંનો, તમો તમારો દાનાઇ

ભરેલો અકલથી હું તમોને જે કાંઇ વાત કહું છું તેનો મને જવાબ દેવો. આપણે તમામ પેહલવાંનો એક વખત આપણાં લશકર સાથે તુરકસતાનની તરફ જઇએ, અને જોઇએ કે કોણનો સેતારો તે જગોએ મદદ કરે છે, અને કોણને ઉઠાવી ખાકમાં નાંખે છે. મગર એ ફરતો આસમાન જો એક વખત મારી મદદ કરશે તો આપણે તમામ પેહલવાંનો તે કામ ફતેહ કરીને એ તરફ ખુશી સાથે પાછા ફરીશું. અગર એ ફરતો આસમાન તે બદબખત પાદશાહાનો મદદ કરશે તો આપણ તેના હાથ ઉપર શેકશત ખાશું. તો તે વાતનો મને કશો મોજાકો નથી. શા વાસતે કે, આલમના લોકો એમ કરી કેહશે કે, તુરકસતાનનો પાદશાહા ઘણી મરતબે ઇરાણના પાદશાહના હાથથી સેકસત ખાઈ નાશી ગયો છે; અને ઇરાણનો પાદશાહ તો આએ એકજ મરતબે નાશી આવયો. એ રવેશ શરવે કોઇ બોલશે.” હેવા સખુન પાકજાદ પાદશાહા કેખોસરોની જોબાનથી તમામ પેહલવાંનોએ સાંભલયા તેવાર સરફરાજ અને બુજોરગી ભરેલા જાલેજરે કહયું કે, “અય તાજ અને તખતને જેબના દેનાર કેઆંની પાદશાહોની ઇઆદગારી ભરેલા પાદશાહા, તું શું હમોને ઇરાણી પેહલવાંનોની મજલેશમાં હીચકારા કરી જાણે છે ? હમો તુરકસતાનની તરફ જઇ શું સામેસવારનું નામ ડુબાવી પાછા આવશું ? અય નેક બખત પાદશાહા, તું સારી રવેશ જાણે છે કે, હમો જાબુલી પેહલવાંનોનું નામ એક મરતબે ઘનામીનો હેરેમંન સાંભલે તો તે બદકાર હેરેમનભો પોતાની દોજખની જગા મુકી તીયાંથી નાશીને અંધારી ગોરમાં ભરાઇ બેસે ! અય રોશાન જીવના પાદશાહા કેખોસરો, તેં હેવુંભો સાંભલયું છે કે, મસત શેરનું કામ લોખડી કરી સકે ? ઇઆને હમો શેર મરદ જાબુલીની શામણે લોંબડોની મીસાલનાં તુરકો પેહલવાંન ઉભા રહી તલવાર મારી શકે ? અય દાનેશમંદ પાદશાહા, તારા નેક સેતારાની મદદથી એક જાબુલી પેહલવાંન પોતાના લશકર સાથે હરેક મુલકની તરફ જાઇને કાંઇ હજારાંન હજાર દેવ તથા જાદુગરને જીવથી મારેછે, પણ તેઓ મધેથી એકભો પેહલવાંન તેવા ભારી દેવોની દેહસતથી પાછો નાશી આવતો નહીં, તો હમો તમામ જાબુલો એ કમ જોર તુરાણી પેહલવાંનોના હાથનો માર ખાઇ નાહાશી

તે કેમ આવશું ? અગરચે જે વખત આપણે તુરકસતાનની તરફ જઇએ અને તે અફરાશીઆબની સામણે કીનાની કમર બાંધીએ તેવાર પચીશ વરશનું કામ હોએ તે પાંચ વરસમાં કરીએ, હેવા હમો દલેર પેહેલવાંન કેહવાઇએ છયે."

જેવાર નેક અકલના પાદશાહા કેખોસરોએ એ રવેશના દાનાઇ ભરેલા સખુન બુઢા દસતાને જાલેજરનો જોબાનથી સાંભલયા, તેવાર હશીને તે જાલની અકલ તથા દાનાઈ ઉપર આફરીન કીધી. પછે તે દાદના લેનાર પાદશાહા કેખોસરોએ બુજોરગવાર જાલેજરને એમ કરી કહયું કે, "અય દાનાવ લોકોના પાદશાહા તેહમુરસનાં ખાનદાનના દાનાઇ ભરેલા જાલેજર, હું સારી રવેશથી જાણું છું કે, તમો જાબુલી પેહલવાંન હેવા નામના ઉઠાવનાર કહેવાઓ છો. પણ આગલા દાના લોકો એમ નશીહત કરી ગયા છે કે, જે કોઇ પાદશાહા પોતાનું વતન મુકીને બીજા મુલક ઉપર જાએ, તે પાદશાહાને તરણ વાતનો અંદેશો કીધો જોઇએ. તેમાં એક તો એકે જો એ ફરતો આસમાન મને મદદ કરેતો બેહતર છે, અગર નહીં તો હું મારા દુશમનના હાથ ઉપર સેકસત ખાવશ તથા બીજું એકે મારી પાસે જર ખજાણો ઘણો છે અને વરી આલમના લોકો મને નેક ખાહા કરી જાણે છે, તેથી તે સરવે કોઇ મારી મદદ કરશે. તથા તરીજું એકે મારી પાસે પેહલવાન તથા લશકર બેશુમાર છે અને વરી મારા પેહલવાન કવી બાજુના જોરેમંદ કહેવાએ છે તેથી હું ફતેહે પામશ. એ રવેશ તે પાદશાહે અવલ તો તરણ અંદેશા કીધા જોઇએ. વાસતે અય ઇરાન જમીનના તમામ અંજુમનના સરદાર પીલતન રૂસતમના બાપ જાલેજર, હું સારી રવેશ જાણુંછું કે મારી પાદશાહીના વખતમાં જેવા નામના ઉઠાવનાર પેહલવાન હાજેરછે, તેવા કોઇ પાદશાહાના વખતમાં હોશે નહી, તેથી હું એમ કરી જાણુંછું કે એક મરતબે તમામ જેહાનના પાદશાહો એકઠા થાઈ પોતાના પેહલવાન તથા લશકર સાથે એ ઇરાન શેહર ઉપર ચડી આવે તો તે તમામ લોકોને મારો પીલતન રૂસતમ એકલો બસ છે. પણ હાલતો બેહુ જેહાનના પેદા કરનાર અજીમ કુદરતના પાક દાદગરની મારે ઉપર સરવે વાતમાં પુરી બખસેસ

છે, વાસતે એ જાલેજર, દાના લોકોની નસીહત મુજબ કામ લીધું જોઇએ. માટે તું મારી મજલેસમાં દાના દુરબીન કહેવાએ છે, અને વરી તું હરઘડી નસીહતનો કરનાર છે, વાસતે એ જાદુગર અફ્રાસીઆબનો ચારો તું મને બતલાવ, કે આએ વખત આપણે તેની પછવાડે તુરકસતાનની તરફ જઇએ ઇઆ નહી જઇએ ?" જેહેવાર દસતાને જાલેજરે બુજોરગી ભરેલા પાદશાહા કેખોસરોની જોબાનથી હેવા સખુન સાંભલયા તેહેવાર તે દાનેશમંદ બુજોરગે નેકબખતી ભરેલા પાદશાહા કેખોસરોને જવાબ દીધો કે, "અય નેક નામી ભરેલા પાદશાહા, હવડાં આપણે દુશમનની પછવાડે જવું બેહતર નથી, શા વાસતે કે તે આપણો દુશમન હવડાં આપણાં હાથ ઉપર સેકસત ખાઇને તુરકસતાનની તરફ નાહો ગયો છે, તેથી કાલ કદાચ બાજે મુલકના સરદારો અથવા પાદશાહો એમ કરી કહેશે કે, ઇરાનનો પાદશાહા એવો નામીચો કહેવાતો હતો અને વરી તેની પાસે એકથી એક દલેર પેહલવાંનો હતા, અને તેણે આજેજ થાએલા તુરકી પાદશાહની પછવાડે ગલબો કરતો આવીને તેનો મુલક પોતાની કબજ કરી લીધો. અગર તે તુરકસતાનનો મુલક એ કેઆની પાદશાહાને લેવો હતો તો અફ્રાસીઆબને લશકર તથા સરદારોનો પોશત પનાહા કેમ નહી કરવા દીધી ? તેહેવાર જાણયામાં આવતે કે ઇરાનના પાદશાહ કેખોસરો પાસે જે જાબુલી પેહેલવાન હતા તે પુરા નામદાર હતા. અગર નહી તો તેઓ સામેસવારનાં ખાનદાનના પેહેલવાનો ઉપર તાના મારશે કે, તુરકસતાનનો પાદશાહા, લશકર તથા પેહેલવાનોથી ખાલી થાયો તેવાર તેનો મુલક છીનવી લીધો. તેથી અય નેકબખત પાદશાહા, હાલ બેહતર તો એજ છે કે, એ વાત ઉપર એક અથવા બે વરસ ગુજરી જાય તેવાર જોઇએ કે તે રોસવાઇ ભરેલો પાદશાહા ફરીથી કોનાની કમર બાંધેછે ઇઆ નથી બાંધતો. પછે તો જે કાંઇ તારી દાનાઇમાં આવશે અને તું હમોને જે હુકમ ફરમાવશે તે પરમાણે કામ બજાવવા હમો લોકો તઇઆર છયે. તે કરતાં અગરજો હવડાં તારો હુકમ હોય તો તારા સખુન ઉપર હમારાં સર હાજર છે, કે હમો તારા તાબેદારો તારો સખુન હરગેજ પાછો ફેરવીએ નહીં."

જયારે નેક બખતી ભરેલા પાદશાહા કેખોસરોએ દાનાઈ ભરેલા સખુન જાલેજરની જોબાનથી સાંભલયા, તેવાર તે દાનાઇ ભરેલી વાતને પસંદ કીધી. તેવાર પછે તે પાક દીનના પાદશાહા કેખોસરોએ હુકમ કરી પોતાના ખજાનામાથી ભારી કીમતના ચઉદ સરપાવ મંગાવયા. તેમાં જરરીન કોલાહા, તથા જડાવદાર ફોલાદના બખતર, તથા જરરીનાં જડાવનાં કમરબંદ, તથા જરરીન મુથનો એલમાશનો શમશેર, તથા નેજા, તથા સુનાનાં ફુલનો ઢાલ, તથા ચાંચી કમાન, તથા માહી દનદાનના સુનાંમાં મઘેલાં તખત, તથા ફીરોજાનાં તાજ, તથા મોતીના જડાવની સોનેરી ખુરશીઓ તથા મખમલનાં તથા જરરીન ચીતારનાં રેશમા દીબાનાં કપડાં હતાં. તે કપડાં ઉપરભી પાદશાહી મોતી જડેલાં હતાં. તથા રેશમી જરરીન ફરશ, તથા પાદશાહી લાએકનાં જડાવદાર દેહશ, તથા જરરીન ભાતભાતની રાવતીઓ તથા સુનેરી સાજના તથા જરરોન જીનનાં તથા ફોલાદની પાખરના તથા મોતીની જુલ નાંખેલા ઘોડા, તથા જરરોન જડાવદાર સુનાની જામ, વગેરે બીજો મજલેસને લાએકનો તમામ સામન તથા પાદશાહી લાલ, તથા રોશંન જહલકાત ભરેલા બે કીમતી હીરા, તથા ભારી કીમતનાં ગોહર, તથા મોતી, તથા માણેક, તથા કેરબો, તથા પરવાલાં, તથા જમરૂદ, તથા પોખરાજ, એ તમામ ગંજોના દાબડા ભરેલા, તથા સુનાની અસરફી, વગેરે બીજો બેશુમાર સામન પાદશાહા કેખોસરોએ પોતાની નજદીક મંગાવયો. અને તેમાંથો એક સરપાવ જયાંન પેહલવાન રૂસતમને બખશેયો, તથા બીજો સરપાવ જાલેજરને, તરીજો જોહારેને, ચોથો ફ્શમરજને, પાચમો બરજોને, છઠો જેહાંનબખશાને, શાતમો શામને, આથમો તમુરને, નવમો કરીમાંનને, દસમોં કેરશાસપસાનીને, અગીઆરમો જેહાનસુજને એરવેશ અગીઆર જાબુલી પેહલવાંનોને તે સરપાવ બખસયો. તેવાર પછે જે તરણ સરપાવ રહયા તેમાંથી એક સરપાવ અરબસતાનના પાદશાહા તરમાહને, બીજો આકને, તથા તરીજો શરહંગને એરવેશ તે તરણ સરદારોને તે સરપાવ બખસયા. તેવાર પછે બોજા ઘણાએક ભારી કોમતના સરપાવ મંગાવીને ઇરાણી, તથા ગોદરેજીઆંણી, તથા નોજરી, તથા ગાવેહંગરના ખાનદાંનના પેહલવાંનોને તેઓના અંદાજા પરમાણે સ-

રપાવ બખસયા. તે પછે પોતાના ભારી ગંજ ખજાનાંનો દરવાજો ખોલયો, અને પોતાના તમામ પેહલવાંનોને હુકમ કરી લશકરનો સુમાર મંગાવયો. તેવાર તેર લાખ સવારનો સુમાર આવયો, તથા પાઉં પીઆદાંનો તો કશો સુમાર હતોજ નહી. પછે તે રેહમ દીલ પાદશાહા કેખોસરોએ પોતાનો બે શુમાર ગંજ ખજાનો બહાર કહાડયો, અને તે તમામ લશકરને સરવે કોઇના અંદાજા પરમાણે ખજાનો બખશયો, તેણે કરી તે તમામ લશકર બગેર હાજેતનું થયું, ઇઆને કોઇને કશી ચીજની હાજત રહી નહીં, અને સરવે લશકર માતબર થાઇઉં. તેવાર પછે તે રોશન બખતનાં પાદશાહા કેખોસરોએ, અરબસતાની આક તથા તરમાહા તથા સરહંગ, એ તરણે સરદારોને એમ કરી કહયું કે, "અય મારા દેલેર લોકો, તમોએ મારા પેહલવાંનો સાથે નેકખાહીનું કામ કીધું, તેના બદલામાં મેં તમોને આજ દનથી તમારા મુલકની સલામી માફ કીધી."એટલું કહીને તે અરબસતાની લોકોને તેઓનાં લશકર સાથે તેઓનાં વતનનો તરફ રવાને કીધા. પછે દસતાને જાલેજરને તથા તેહેમત રૂસતમને તમામ જાબુલી પેહલવાંનો સાથે બાઆબરૂથી સોશતાનની તરફ રવાને કીધા. તેવાર પછે તે પાકજાદ પાદશાહા કેખોસરો, પોતાનાં ઇરાણી લશકરના સરદાર લોકો સાથે પોતે જરરીન તખત ઉંપર બેશીને ખુશી કરવા લાગો. હવે એ વાત ઊપર એ દાસતાનનો જોડનાર સાએર એમ કરી કેહ છે કે, "અય દાના ભાઇ, તું જોકે એ ફરતા આશમાનનો રવઇઓ શી રવેશનો છે કે, તુરકસતાનના પાદશાહને દુખો તથા રંજ તથા સખતી ભરેલો તે સાથે બેઆબરૂનો કરીને તેને તેનાં મુલકની તરફ નહશાડયો છે, અને વલી તે બદબખત પાદશાહ પોતાનાં મુલકમાં ગયા તીયાંભી હાએ તથા અફસોસ સાથે તેની બદ કરની પરમાણે માહેતમ ભરેલો રાખયો છે. તોભી તે ઊંઘે બખતના પાદશાહ અ ફરાસીઆબનું દેલ તેને ઠરીને બેશવા દેતું નથી. એ ફરતો આસમાન તે બદબખત પાદશાહને પુરો ખુવાર કરવા ચાહેછે. તેથી તે કંમબખત પાદશાહને દીલમાં નવેશરથી ગુશો પેદા થયા છે કે, હું કેહેવારે મારૂં લશકર પાછું એકઠું કરૂં કે, વલી ફેસાદ ભરેલી લડાઇ ઉઠી ઉભી કરૂં. એ રવેશ તે ઊંઘે બખતના પાદશાહનો રવઇઓ હતો, યાને એવો તેના દેલ

માં ઇરાદો હતો. પણ તે બેજાલત ભરેલો પાદશાહ, એમ નહીં જાણતો હતો કે, માહારે ઉપર તથા મારા લશકર ઉપર એવી મુશીબત ગુજરી છે તો હવે હું મારાં તખત ઉપર બેસીને આરામથી દહાડો ગુજારૂં. એ મીસાલ તો અફ્રાસીઆબે વમાસોઊંજ નહીં. પણ હેમાં તે શું કરે ? કાંએજે તે અફ્રાસીઆબનાં મોહોતે સેતાબો કીધી હતી, તેથી તે પાદશાહને હરઘડી એવું સુજ પડતું હતું. પણ તેથીજ ઉલટું તું બીજી તરફ નેઘાહા કરી જો કે, નેક સેતારેનો પાદશાહ કેખોસરો, રાત દંન ખુશી તથા આરામ તથા એબાદત તથા ખેર ખેરાત તથા સખાવત કરીને આએ તન પાંચ દાહાડાની દુનીઆમાં પોતાનું નામ બુલંદ આસમાન લગીન પોંહોંચાડતો હતો."

## હેકાયત લખીછે કે, લશકર મંગાવીઊં બદબખત પાદશાહ અફ્રાસીઆબે મુલકે મુલકથી અને નવેસરથી લડાઈ કરવાનો એરાદો કીધો.

એમ કરતાં બુરી ખસલતનો પાદશાહા અફ્રાસીઆબ રએના મેદાનની તરફથી સેકસત ખાઇ સરમીનદગી સાથે તુરાન જમીનમાં નાશી આવયો તે વાત ઉપર એક વરસ ગુજરી ગયું તેવાર તે જાદુગર પાદશાહ અફ્રાસીઆબે પાછો નવેસરથી ફેસાદ ઉઠી ઉભો કીધો. શાએર કહેછે કે અય દાનાવ ભાઈ, હવે તું નેઘાહા કરી જો કે, તે બીદાદગર પાદશાહને દુનીઆમાં કશી શરમ હતીજ નહીં, કે હું દુનીઆમાં રેસવા તથા ખોહાર થાઊં છેઊં તે વાતનો કોઇ મારી પછવાડે ગોબત કરતું હશે, અને એ મારી બદ ચાલની વાત કેઆમતના દહાડા સુધી દુનીઆંમાં રહી જાશે, તેથી આલમના લોકો મારે ઉપર લેઆંનત નાખશે. હેવો અંદેશો કરી પોતાનાં દેલ સાથે ડરતો હતોજ નહીં, અને હમેશાં લોભ તથા લાલચની પછવાડે ખોહાર હતો, અને વલી તું જો કે તે પાદશાહ ઉપર કાંઇક મરતબે નામદાર જાબુલી પેહલવાંનોએ શી રવેશાની જેહાંન સીહા કીધી હતી, અને તેના નામીચા પેહલવાંનો ખોહાર થયા હતા. તે વગરે તે બદબખત પાદશાહનો પોતાનો રોઇનતંન શાહ-

જાદો જાદસુમ જેહેવો દલેર બેટો જીવથી મારયો ગયો હતો, અને જેહાં પેહલવાન રૂસતમની લડાઇથી તે ઊંધે બખતના પાદશાહ પોતાનું મોહો સરમ ભરેલું, અને દેલ આજાર ભરેલું કરી તુરકસતાનમાં સરમીંદગી સાથે નાશી આવયો હતો, તોબી તે બદબખતને આરામની જગા પસંદ નહીં આવી, અને નવેસરથી તેને લડાઈ, તાગા ફેસાદ, તથા મરવું, તથા મારવું એજ બેહતર લાગયું. તેથી એક દાહાડે પોતાનાં દેલમાં અંદેશો કરી સેતાબ એક મજલેસ સમારી બેઠો. તેની સાથે વેશેનો બેટો પીરાન, તથા મકર ભરેલો હોમાન, તથા બદ ખસલતનો બારમાન, તથા રૂશવાઇ ભરેલો રોઇન તથા નસતેહન તથા નાપાક તબીઅતનો બુરી ખસલતનો લેઆનતી કરસીવજ, તથા ખુની દેલનો લોહાક તથા ગેરૂએજ રેહ, તથા જંગાલ, તથા ઇદરાઇમાંન, તથા સપેહેરંમ, તથા કેહેરંમ, તથા ફરશોદવરદ, તથા કલબાદ, તથા શેમોખ, તથા અખવાશ, તથા અરખાશ, તથા જમહુદ, તથા કરાવલ, તથા શાહજાદો શેદો, તથા ચેહેન, તથા જરજાશ, એ વગરે બીજા કેટલાએક પેહલવાનો હતા તેઓ સાથે તે ઊંધાં બખતનો અફરાસીઆબ મજલેસ સમારી ખાણું ખાવા બેઠો. એમ કરતાં તે તમામ પેહલવાનો ખાણું ખાઈ ફારેગ થાએઆ, તેહેવાર તે મજલેસમાં લાલ શરાબનો દોર ફરવા લાગો, અને પાકીજે ચેહેરેની રામશગરો ખોશ હલકથી સરોદ ગાવા લાગી, અને પેહલવાન તથા પાદશાહા એક બીજાની ઇઆદમાં લાલ શરાબની જામ નોશ કરવા લાગા. એમ કરતાં તે મજલેસમાં પાદશાહ અફરાસીઆબે પોતાના તુરકી પેહલવાંનોને એમ કરી કહયું કે "અય મારા દલેર પેહલવાંનો, હું એમ કરી ચાહું છેઉં કે અગરજો તમો લોકો કીનાની કમર બાંધો તો એક મરતબે ફરેદૂનાં બેટા કયાંનશાહા ઉપર ગલબો કરીએ, અને તેના હાથમાંથી ચાંચ શેહર તથા ગંગનો આપણો કીલલો પાછો છીનવી લીજીએ. હું મુલકે મુલકથી એતલું તો બેશુમાર લશકર મંગાઊ કે, તે લશકર તુરાનથી તે ચાંચ શેહર લગીન દેહેરા મારે તોબી એટલી જગા બસ થાએ નહી. એ રવેશનું બેશુમાર લશકર હું બોલાવું. અય મારા દલેર પેહલવાંનો, જો આગલી ગુજરેલી લડાઇ તમામ બેઆંન કરી કહું તો, જે દનથી મેં મારા સર ઉપર પાદશાહી તાજ મુકયું છે તે દનથી આજ

તુલીક એ જોલમગાર ફરતો આસમાન માહારા બખતથી સેતાબ ખો શી બેઠો છે. પણ તમામ મુલકના સરદારો ઉપર મારો દસત કુદરત ઘણી છે, તેથી આજલગીન મારો આબરૂ રેહીછે. કેમકે હરેક માહારી મુશકેલોની વખત મારી મદદને વાસતે બીજે મુલકથી ભારી લશકર આવી-પોંહોંચતું હતું. તે કરતાં તમોએ કોઇ દાના લોકોને મોંહોડેથી સાંભલયું હશે કે, મારા બાપ પશંગના વખતમાં કોણ પાદશાહની તાકત હતી કે, હમો તુરકી લોકોની સામણે પોતાના ઘોડાને જોલાન કરાવી શકે. અને હું જેવાર તુરાનના તખત ઉપર બેઠો તેહેવારભી કોઈ ઇરાણી તથા જાબુલોની એટલી તાકાત નહી હતી કે, હમો તુરાની લોકોની સામણે થ-ઇ શકે. અને હવે ઇરાણી તથા જાબુલી પેહલવાંનોનો દેહેસ-તથી જેમ શેરને જોઇને ગોશપંદનું ગોવારૂ નાહાશે તે મીસાલ માહા-રૂ લશકર તથા પેહલવાંનો નાહાશેછે તે વાતથી મને ઘણી સરમ પોંહોં-ચેછે. શાવાસતે કે, આપણાં તુરાણી લોકો પરથંમ સબેખુન મારતા હ-તા, તેને જોઇને હવે ઇરાણી તથા જાબુલી લોકો સબે ખુન મારવા સી-ખયાછે. એવી દાનાઇ પરથમ એ લોકોમાં નહી હતી અને હવે આપણ લોકોને જોઇને એ લોકોભી હેવી તદબીર શીખયાછે. વાસતે અય માંરા દાના પેહલવાન લોકો, તમો જુવો કે આપણ તુરાણી લોકો મસત મગર મછ કેહેવાઇએ છીએ, અને એ લોકો નાધલી માહી થઇને આપણી ચામડી ઉખાડવા ચાહેછે એ કેવી મુશકેલ વાત છે. તે કરતાં તમો જોવો કે બુરજીગર બરજોનાં કામથી આપણા સર ઉપર શું નીપજીઊં. આએ મારા બુઢાપાના વખતમાં એ જાબુલી પેહલવાનોથી મારૂં બખત બર-ગશત થયુંછે. તોપણ એ વાતની હું કશી ચીંતાં કરતો નથી. હજુર હું ઉમેદ રાખુંછું કે તે બરગસતે બખતનાં કેખોસરો ઉપર એકવાર કીના-ની કમર બાંધશ, અને ઇરાણ તથા જાબુલ જમીનને મારા કઉઅતે કરી વેરાન કરી નાખશ ! અને મારા શાહાજાદા જાદસુમનો કીનો તે લોકો ઉપર લેવશ. અગર જો હું એમ નહી કરશ, અને તમો મારા નામદારો મને ઇઆરી નહી આપોને કીનાની કમર નહી બાંધશો તો તે લોકો એ તરફ આવીને આપણો તુરાંન જમીનનો મુલક પોતાની કબજ કરશે, અને આપણું તખત તથા તાજ છીનવી લેશે. વાસતે અય મારા નામ-

દારો, હું તમામ મુલક ઉપર નામા લખીને હરતરફ સાંહાંનશી સવારોને દોડાવુંછું અને આપણી મદદને વાસતે ભારી લશકર બોલાવુંછું. શીરીન જોબાનથી નામાં મોકલું અને ભારી ફોજ એકઠી કરૂં. તે પછે અવલ તો મારૂં ચાંચ શેહેર કેઆનશાહાના હાથમાંથી છીનવી લેઉ અને તે રજાલા છોકરાને જીવથી મારૂં ? તેવાર પછે મારા ભાઈ કરશીવજનાં બેટા અરશેવંદને તથા તે નાપાકની સાથે મારી ઓરતની બેનના બેટા કરાખાન એ બેઉ પેહલવાનોએ મારેથી પોતાના સર ફેરવી મારે ઉપર જોલમ ઘણો કીધોછે તે બેઊ બેમરવતોને જીવતા પકડી ભારી બંધમાં બાધીને એવો તો જગા કેદ કરૂં કે તે બદકારો પોતાની નજરે રોશન રોજનેભી દેખી શકે નહી. અગર કોઇ આપણો પેહેલવાન તે બેમરવતોને છોડવવા સારૂં મારી પાસે ખુશામત કરતો આવશે અને તે ગમે તેવો મારો પેઆરો હશે તોભી પણ હું હરગેજ તેનો સખુન કબુલ કરશ નહી. શાવાસતે કે તે બદકારો ઉપર મારો ઘણોજ મોટો કીનોછે કે તે મારા પોતીકા થઇને મારા દુશમનો સાથે જઈ મલયાછે. તેથી તે લોકોને સખત સજા આપવી જોઇએ કે ફરીથી કોઈ બીજો એવું કામ હરગેજ કરે નહી. વાસતે અય મારા સરદારીને લાએકના પેહલવાનો, તમો મને એ વાતનો જવાબ શું દેવો છેઓ? જો કાંઇ તમારો મોબારક અકલમાં આવે તે દાનાઈથી મને કેહવો, કેહુ તે તમારો સખુન હરગેજ પાછો ફેરવું નહી."

જેહેવાર તે મજલેશમાં તમામ પેહલવાનોએ પોતાના બદબખત પાદશાહાની જોબાનથી એવા સખુન સાંભલયા તેવાર સરવે કોઇ તે ઉંધે બખતના પાદશાહા અફરાશીઆબને એમ કરી કહેવા લાગા કે, "અય તાજ તખતના સરદાર અને તમામ પાદશાહોના પાદશાહા, હમો લોકોની એવી ખુશી છે કે આપણે રએનું મેદાન એક વખત બરતરફ કરીને એક બીજું નવુંજ મેદાન લડાઇને વાસતે શોધી કાધીએ કારણ કે તે રેયેના મેદાનમા આપણ લોકને ફતેહે નથી. માટે હાલની નવી લડાઇનુ મેદાન કરવા લાયક જગા હમારી નજરમાં એ આવેછે કે, આપણ એક મરતબે જે હુનનાં કીનારા આગલ લડાઇનું મકાન રાખીએ, અને તે જગા દેહરા તથા રાવતી ઉભી કરીએ. હવે આપણને રએના મેદાનની

તરફ કીનાની કમર બાંધી જાવું સજાવર નથી. કારણ કે આપણે તો તે રએનાં મેદાનમાં કાંઇ મરતબે ગીઆ, પણ તે જગા ઉપર એક વખત બી આપણી ફતેહમંદી થઇ નહી. એટલા વાસતે હવે આપણે એક નવું જ લડાઈનું મેદાન શોધી કહાડવું જોઈએ, અને નવેસરથી કીનો ઉઠાવયો જોઇએ, કે તે જગા આપણી ફતેહમંદી થાએ. એ આપણા ધારવેલા નવાં મેદાનની તરફ આપણે ભારી લશકર એકઠું કરીએ, તે ખબર ઇરાણના પાદશાહા કેખોસરોને થશે, તેવાર તે પાદશાહા પોતાની મેલે તે તરફ ચાલયો આવશેતો તેની ઉપર આપણા લોકો આફતનો દાહાડો ગુજારશું, અને તમામ ઇરાણી તથા જાબુલી પેહેલવાનને જીવથી મારી તે કેખોસરોને જીવતો પકડશુ, અને તેના બાપ સીઆવખસની મીસાલ તેનું સર કાપી તેનું નામ જેહાંનમાંથી ગુમ કરી નાખશું. તેવાર પછે ઇરાણનો મુલક આપણાં તાબામાં કરશુ, અને સામે સવારનાં સીસતાંન શેહેરને આતશે કરો બાલી ખાક બરાબર કરી નાખોશું, અને આપણાં દીલની મોરાદ મોઆફ્રેક તમામ કામ કરશું." એવા સખુન તુરકી પેહલવાંનોની જોબાનથી સાંભલીને તે મજલેસમાં વેશેનો બેટો પીરાન બેઠેલો હતો તે એમ કરી કેહવા લાગો કે "અય દાનેશમંદ પાદશાહા, જે કાંઈ આપણા પેહલવાનો વાત કેહેછે તે મનેભી પસંદ આવે છે. વાસતે અગરજો તારો હુકમ હોએ તો એક એમોએ નામનું જંગલ આપણી હદ આગલ આવેલુંછે, તે જગા લડાઇનો મકાંન ઠેરવીએ. શા વાસતે કે, તે જંગલ પોહોલાઇમાં તરણસેં ફરશંગથીભો જીઆદા છે, તથા લંબાઇમાં તો તેનો કશો સુમાર છેજ નહીં. અગરજો કોઇ સખશ તેજ ચાલની શાહાંનશી તે મેદાનમા રાત તથા દંન દોડાવતો જાએ તો આઠ દાહાડે આએ છેડેથી તે પેલે છેડે જાઇ પોંહોંચે. હેવું તે જંગલ ફરાખ છે. અને તે જંગલમાં આસપાસ પાહાડ તથા પાણીનાં ચશમાબી ચેહારે તરફ ફરતા છે. વાસતે અય પાદશાહા, અગરજો તું બેશુમાર લશકર બોલાવી એકઠું કરે તો તે મેદાનમાં રાત અને દન આખેરી જલજલાનાં દાહાડાની મીસાલની લડાઇ દુશમેનો સાથે ઊઠી ઉભી કરીએ, અને તે મેદાનમાં આદમીઓનાં લોહોની નદી ચલાવીએ, કે તે સખત લડાઈ જોઇને તું હમોનેબી શાબાશ શાબાશ કરોને કેહે !" એવા સખુન

તે મધે બખતના પાદશાહા અફરાસીઆબે પોતાના વજીર પીરાનની જોબાનથી સાંભલયા, તેથી તે કમ અકલ પાદશાહા એવો તો ખુશીમાં આવયો કે, જે મીસાલ તાજાં અનારનું ફુલ ખીલે તે મીસાલ તે બદબખત પાદશાહા ખુશીથી ખોલયો. અને સેતાબ હુકમ કરી નવીશંદા લોકોને બોલાવયા, અને તે તમામ નવીશંદા લોકોને કહયું કે, "તમો તમારી તેજ કલમથી આપણાં તાબાના તમામ મુલકોના હાકમો અને સરદારો ઉપર નામા લખો, તેમાં જે મીસાલ હું કહું તે મીસાલ લખો. તે નામાઓ મધે એમ કરી લખો કે, "તમો શરદાર લોકો ઉપર પાદશાહા અફરાસીઆબની હજારો હજાર દોઆ હોજો. અય મારા નામદાર લોકો, તમો તમારાં બેશુમાર લશકર સાથે એ નામું વાંચતાંને વાર સેતાબીથી તુરકસતાનની તરફ આવી પોંહોંચજો કે, આપણે સરવે એકઠા થઇને આપણો કોનો આપણાં દુશમનો ઉપર લીજીએ. વાસતે આએ મારૂં ફરમાન વાંચતાને વાર હોશીઆર દેલના થઇ તમારાં લશકર સાંથે રાત દંન રાહા માપતા આવી પોંહોંચજો." એ રવેશ તમામ મુલકે મુલકનાં પાદશાહો ઉપર નામાં લખવાનો હોકમ કીધો. તે મધે માહાચીન તથા કબચાક તથા કીતાક તથા કરગરશાર તથા જારજાન તથા બાખતર તથા શંગશાર તથા મરગજ તથા માજંદરાન તથા કાશાન તથા અલતાશ તથા રૂમ તથા ચરાબુમ તથા ફરગાન તથા કેશમીર તથા બોખારા તથા ખાવર તથા ખોતંન તથા જંગબાર એ તમામ મુલકોના પાદશાહો હતા. જેવાર તે તમામ નાંમાં તઇઆર થયાં તેવાર તે ઉપર પાદશાહી મોહોર કીધી, અને તે નામાં શાહાનશીસવારોને આપી મુલકે મુલક રાવને કીધા.

હવે એનો શાએર એમ કરી કેહ છે કે તમામ જેહાંનનો ફરનાર મેહેરવંદ હલકારો તાજદાર પાદશાહ કેખોસરાના હુકમથી તુરાન જમીનમાં બાજે હલકારા લોકો સાથે ગયો હતો, તે મેહરવંદ રાત અને દંન પાદશાહા અફરાશીઆબની હરેક વાતની જોસતેજોમો ફરતો હતો, જેથી તે અકલમંદ મેહરવંદને બાજે આદમીઓની જોબાનથી એવી ખબર થઇ કે તુરાનના પાદશાહા અફરાશીઆબે મુલકે મુલક નામાં લખીને પોતાની મદદને વાસતે બેસુમાર લશકર મંગાવયું છે, અને

વલી એક નવું મેદાન અમોએ નામનું કેહવાએ છે તે જગા લડાઇનો જુંડો રોપવા ચાહે છે. એવી ખબર બાજે આદમીઓની જોબાનથી તે મેહેરવંદે સાંભલી તેથી સેતાબ જે જગા પોતે મકાન કરી રહયો હતો તે જગા આવયો અને પોતાની સાથે હલકારા લોકો હતા તેહમાંથી બે હલકારાની જોડ તઇઆર કીધી. તે ખબરના પોહોંચાડનાર હલકારા ચાલવામાં એવા તો હતા કે તેની ચાલ જોઇને તેજ ચાલની શાહનશીભી શરમાતી હતી. હેવા તે હલકારાઓ ચાલવામાં તથા દોડવામાં ઘણા જબરદસત હતા. તે હલકારાઓને તમામ વાતથી વાકેફ કરી તેમાંથી એક જોડ ઇરાણ જમીનની તરફ બોદાર બખતનાં પાદશાહા કેખોસરોને અફરાશીઆબના કામથી વાકેફ કરવાને વાસતે રવાને કીધો. તથા બીજી જોડ સોસતાનની તરફ નામદાર રૂસતમ ઉપર મોકલી કે, તે સરફરાજ એ કામથી વાકેફ થાય. તેવાર પછે તે મેહરવંદ પોતે એક બીજા બાદપા નામનાં હલકારા સાથે તુરાન જમીનમાં રહયો, શા વાશતે કે તે તમામ લશકર તથા પાદશાહા અફરાશીઆબનાં બીજા કામથી વાકેફ થાય. એટલા વાસતે તે મેહરવંદ બાદપા હલકારા સાથે તુરકશતાનમાં રહયો હતો. હવે એ તરફ તુરાનમાંથી પેલા જે ચાર હલકારા મેહરવંદની નજદીકથી નીકલયા હતા તેમાંથી બે હલકારા પરથમ ઇરાણ જમીનની તરફ પાદશાહ કેખોસરોની નજદીક આવી પહોંચયા. તેઓએ આવતાંને વાર પોતાનાં સર જમીન ઊપર મેલી પાદશાહા કેખોસરોને સેજદો કીધો અને દોઆ કરી કેહવા લાગા કે, "અય હફતે કેશવર જમીનનાં પાદશાહા, હમો તુરાન જમીનની તરફથી દોડતા આવયા છયે અને તું નામવરને ખબર કરીએ છયે કે બેદાદગર અફરાશીઆબે પાછું તોફાનનું બીજ રોપી નવેસરથી લડાઇ ઉઠાવવાને વાસતે ઘણાંએક મુલકો ઉપર નામાં લખીને પોતાનો મદદને વાસતે લશકર બોલાવયું છે. અને એ લડાઈને માટે અમોએ નામનાં જંગલને પશંદ કરી ઠરાવયું છે. અય નામવર શાહા, એજ વાતની ખબર કેહવાને વાશતે બીજા બે હલકારા જાબલોસતાનની તરફ પણ દોડાવયા છે કે તે તરફ જાઇને સરફરાજ રૂસતમને એ વાતની ખબર કરે." જેવાર પાક એતેકાદના પાદશાહા કેખોસરોએ હલકારા લોકોની જોબાનથી હેવા સખુન સાંભલયા, તેવાર તે પાકજાદ

પાદશાહે પોતાના ઇરાણી પેહલવાનોને એમ કરી કહ્યું કે, "અય મારા સરફ્રાજ દેલાવર લોકો, તમો સાંભલો છો કે, વરી ફરીથી ઉધા બખત નાં પાદશાહા અફ્રાશીઆબે બેદાદીનું ઝાડ નવેસરથી રોપયું છે માટે હું એવું ધારૂં છું કે, એ જુલ્મગાર પાદશાહાને લીધે પાછો જેહાન ફેરશાદ ફીતુર ભરેલી થાશે, અને બીચારા હજારો ગરીબ સેપાહી લોકોનો મુફતમાં જાન જાશે. અય માહારા સરદાર લોકો, તમો હવે એમ કરી જાનજો કે, એ બદ ખસલતના પાદશાહા અફ્રાશીઆબની આખેર નજદીક આવી છે." એટલું કેહીને પોતાની નજદીક જે કોઇ પેહલવાન લોકો હાજેર હતા તેઓને હોકમ કીધો કે, "અય મારા નામદારો, તમો સરવે કોઇ પોતે પોતાના લશકરને તઇઆર કરી રાખો. શા વાશતે કે એ બેદાદગર પાદશાહાની ખબર સીસતાનનો તરફ ગઇ છે, તેથી દેલાવર રૂસતમ પોતાના બેટાઓ તથા લશકર સાથે રેલના પાણીની મીસાલ દોડતો આવી પોહોચશે, અને તે માહારો સરફ્રાજ જે પરમાણે હોકમ કરશે તે પરમાણે આપણાં લશકરને તુરત રવાને કરવું પડશે." એવા સખુન પાકજાદ પાદશાહાની જોબાનથી સાંભલીને તમામ ઇરાણી પેહલવાંનો પોત પોતાના કામથી હોશીઆર રહયા.

હવે બીજી તરફ પેલા બેઊ હલકારાઓ જેવા જાબુલ શેહરમાં જઇ પોંહોંચયા તેવાર તે લોકોની જોબાનથી તાજ બખશ રૂસતમ તથા જોલજર તમામ વાતથી વાકેફ થયા, તેથી સેતાબ પોતાનાં જાબુલી લશકરને તઇઆર થવાનો હોકમ કીધો. તેજ વખત તમામ લશકર તઇઆર થયું, અને સરવે પેહલવાંનો પોતપોતાના ઘોડા ઉપર સવાર થઇ જાબલોસતાનમાંથી બહાર નીકલીને ઇરાણની તરફ રાહા માપવા લાગા. એમ કરતાં જેહાન પેહેલવાન રૂશતમ પોતાનાં તમામ પેહલવાનો તથા લશકર સાથે ઇરાણનો તરફ આવી પોંહોંચયો, તે ખબર પાકદીનના પાદશાહા કેખોસરોને થઇ કે, બોજોરગી ભરેલો જાલેજર તથા પીલતન રૂસતમ પોતાનાં તમામ શાહાજાદાઓ સાથે એ તરફ આવી પોંહોંચયો છે. એવી ખબર સાંભલયાથી તે નેક એતેકાદનો પાદશાહા કેખોસરો ખુશીમાં આવીને તાજા ગોલાબનાં ફુલની મીસાલ ખોલલયો. અને તેજ વખત તમામ ઇરાણી પેહલવાંનોને હોકમ કીધો કે,

સેતાબ તમો તમારાં તમામ લશકર સાથે તે સરફરાજ લોકોને એસતેક બાલ જાવો. એવો હોકમ સાંભલયાથી તમામ ઇરાની પેહલવાંનો પોત પોતાના લશકર સાથે હાથીની પીઠ ઊપર નગારાં ધમધમાવતાં જાણુ- લી પેહલવાંનોને લેવા એસતેકબાંલ ગીઆ. એમ કરતાં તે બેઉ તરફ- ના નામવરો એક બીજા સાથે મોલાકાત કરી ઇરાણ શેહરમાં આવી પોં- હોંચયા, તેજ વખત બુલંદ મરતબાના પાદશાહા કેખોસરોએ, દાનાઇ ભરેલા જાલેજરની તથા તેહમતન રૂસતમની સાથે બગલગીરી કીધી. તેવાર પછે એક પાકીજેહ લજલેસ સમારી સરવે કોઇ ખાણું ખાવા બેઠા, અને અફરાસીઆબના બાબમાં ગોફતેગો કરવા લાગા. હવે પેલી તરફ તુરકસતાનના પાદશાહ અફરાશીઆબનું નામું તમામ મુલકે મુ- લક પોહોંચયું, તેથી હરેક મુલકનું તમામ લશકર કોલજમનાં દરીઆ- વની મીશાલ મોજ મારતું પએદરપએ તુરકસતાનની તરફ આવવા લાગું તેમાં અવલ ખોતનનાં મુલકની તરફથી પીસતાલીશ હજાર સવા- ર આવી પોંહોચયા તેહેવાર પછે ખાવર તથા બોખારા એ બેહુ શેહર- ની તરફથી તીશ હજાર સવાર નેજાનાં મારનાર આવી પોહોચયા. તેની પછવાડે કાશમીર તથા કાશાન તથા અલતાશ એ તરણ મુલકની તરફ- થી લડાએક તીશ હજાર સવાર આવી પહોચયા. તે વગેરે રૂમ તથા મા- જંદરાન એ બે મુલકની તરફથી એક લાખ સવાર શમશીર તથા ગોર જનાં મારનાર તુરાન જમીનમાં આવી પોહોંચયા તેવાર. પછે ચીન ત- થા, ફરંગાન તથા ચરાબુમ એ તરણ મુલકનો તરફથો લડાએક સોહા પાહાડની મીસાલનાં સાઠ હજાર સવારે ભારી દબદબાથી આવો મકાન કોધો. તેની પછવાડેથી માહા ચોનની તરફથી ચીની લોકોના લશકરના બે લાખ સવાર લડાઇના કરનાર ધરપકડ ભરેલાં પોતાનાં કોનામાં આવી પોહોચયા. તેવાર પછે મરગજ તથા શગશાર તથા બાખતર તથા જરજાં ન એ ચાર મુલકની તરફથી તમામ ઘોડેશવાર એક લાખ સવાર સીપા- ઇ નેજાના મારનાર તથા તીર તથા છુટ ભાલડીનાં મારનાર અને ના- મીચા આવી પોહોંચયા. તે વગરે કબચાક તથા કીતાક તથા કરગશાર એ તરણ મુલકની તરફથી તરણ લાખ સવાર તમામ નોવજવાન અને નરે દેવની મીસાલનાં ગોરજનાં મારનાર તુરાન જમીનમાં આવી પહો-

ચયા. તે વગરે ઘણાંએક બીજા શેહર તથા મુલકે મુલકથી અફ્રાશી આબની મદદને વાસતે એટલું તો બેશુમાર લશકર આવી પેહોચયું કે તેનો કશો સુમાર હતોજ નહીં. એ રવેશનું ભારી લશકર આવીને તુરાન જમીનમાં એકઠું થયું તેણે કરી તે મુલકની તમામ જમીનભો ઢંકાઇ ગઇ તથા તે લશકરનાં ગોલબાંગનો અવાજ માહાતાબના કાનમાં જઇ પોંહોંચયો. તથા બેશુમાર ઘોડા હરણતા હતા તેના પોકારે કરી તમામ જેહાંન ધુજવા લાગી અને તે લશકરનાં રંગ બે રંગી ભાત ભાતનાં લેબાશે કરી હવાભી દોરંગી નજર આવતી હતી. જેવાર પશંગના બેટા અફ્રાસીઆબે એવું ભારી દબદબા ભરેલું તમામ લશકર જોયું તેહેવાર વીશેના બેટા પીરાંનને તથા બીજા તમામ તુરકી પેહલવાંનોને એમ કરી કહયું કે "અય મારા નામદારો હવે તમો શું ચાહો છો. એટલું બે શુમાર લશકર તો આપણી મદદને વાસ્તે કોઇ વખત આયું તું નહીં. વાસતે હવે હું એ બે શુમાર લશકરની મદદથી એવીતો ઉમેદ રાંખું છું કે મકર ભરેલા જાલેજરની બુનીઆદનાં તમામ પેહલવાનોને જીવતા પકડી સુલી ઉપર ચઢાવું અને ઇરાણનું તખત ઉઠાવી જમીન ઉપર ઊંધું મારૂં અને તમામ ઇરાણી પેહલવાંનોને પકડી તીર અંદાજી કરી જીવથી મારૂં. અને તેહોનનાં તનનાં ગોશતનો ખોરાક ગીદ જાનવરનો કરૂં અને ઇરાણ તથા જાબુલનો મુલક મારા તાબામાં કરૂ તથા જે સગજી રૂસતમની બે બેટી ચઉદમો રાતનાં ચાનની મીશાલની ખુબ સુરત છે તેને મારી બાંદીની મીશાલ કરી રાખું" એ રવેશથી તે ઉધી અકલનો બોદાદગર પાદશાહ અફ્રાશીઆબ પોતાનાં સપેહ સાલાર પીરાનને તથા બીજા તમામ પેહલવાંનોને બાંગે બોલંદ અવાજ મારી કહેતો હતો. એમ કરતાં જેવાર તમામ લશકરે દેહરા તથા રાવતી મારીને મકાન કીધો તેથી તું કહે ગોએઆ તે લશકરનાં ગોલ બાંગનાં અવાજે કરી જમીન તથા જમાનો ધાભરો પડવા લાગો, અને એ આસમાન ઊપર તમામ સેતારાનો સરદાર જે રોશન આફ્તાબ કેહવાએ છે, તેભી પોતાનાં દેલ સાથે વીચાર કરી કેહવા લાગો કે વરી નવેશરથી દુનીઆમાં ફેસાદ ઉઠી ઉભો થયો તેથી શંમશીરનો વરસાદ વરશશે અને લખો લાખ સવારનાં જીવ જાશે અને એક બીજામાં ભેલાઇને બે શુમાર

લોહી જમીન ઉપર નાંખશે તે હું કેમ દેખી શકશ, તેથી બેહેતર એ છે કે એ જગા મુકીને હુંભી મારી ચાલવાની રાહા બીજી શોધી કાઢું ! એ રવેશ રોશન આફતાબભી કેહતો હતો. તે વગેરે તે તમામ લશકરમાંથી નગારાં તથા નોબત તથા નફેરી તથા પીતલની કરનાએનાં અવાજ નીકલતા તે અવાજ સાંભલીને જંગલમાં શેર તથા બબર તથા ચીતા તથા વરૂં એ વગરે તમામ શેકારી જાનવર દર ભરેલાં થઇ હર તરફ નાશવા લાગા અને એમ કરી બોલતાં કે આજ કેટલાએક મહોના થયા હમારા જીવને જરા કરાર હતો તે પાછાં બીકરારીમાં પડયા ! એ રવેશ તે શેકારી જાનવરભી કહેતા હતાં તથા જે જમીન નીચેની ગાવ છે તેભી પોતાનાં દીલમાં આજોરદા થઈને કેહવા લાગી કે, વરી કોણ જાણે કે કહી તરફની જમીન માહારાં શીંગડાં ઉપર ભારી થશે, તથા તમામ પેહલવાંનો પોતાના ઘોડા દોડવી ભારી ગોરજ મારશે તે ગોરજનાં ધમકારા હું શી રવેશ સંભાલી શકશ, વાસતે એ પેદાના કરનાર દાદગર દાદાર, મારા સીગડાંમાં તું જોર બખશજે કે હું એ તમામ પેહલવાંનોનાં ભારી ગોરજના ધમકારા સંભાલી સકુ! એ રવેશ તે પાટાલની ગાવભી આજેજ આવી કેહતી હતી, તે વગેરે મામાં અરજુલા ઈઆને એ જમીન પોતાનો સીનો છુપાવા લાગી, કે વરી મારા સીના ઉપર નવા જખમ પડશે; આગલી લડાઈના સવારોના ઘોડાની નાલના જખમ મારા સીના ઉપર પડયા છે તે તો હજુર દરોસત થયા નથી, અને વરી એ જોલમગાર પાદશાહ અફરાશીઆબે બે શુમાર લશકર એકઠું કીધું છે તેથી નવેસરથી મારો સીનો ચાક ચાક થઇ જશે ! એ રવેશ જમીનભી કેહેતી હતી. તે ઊપર એનો શાએર એમ કરી કહેછે કે "અય ભાઇ આએ મારા ભેદની વાતમાં જે કોઇ દાના મરદ હશે તે સમજી જશે. બાકી જે કોઇ નાદાન બે અકલ હશે તે તો હશીને મારી મશકરી કરશે પણ એ વાત કાંઇ મશકરી કરવાની નથી. એ તો સમજવા લાએકની છે." પાદશાહ અફરાશીઆબે જોયું કે મુલકે મુલકથી મારી મદદને વાસતે એટલું લશકર આવી એકઠું થયું છે તો એ લોકોને ગંજ ખજાનો બખશેએ જોઇએ, કે જરની લાલચથી મારા દુશમન ઊપર તલવાર મારે. એ રવેશ અંદેશો કરી તે સુમીઅત ભરેલા પાદશાહે ગંજ ખજાનાનો દરવાજો

ખોલેઓ. તે ખજાનો આગલા બોજોરગ પાદશાહોનાં વખતનો હતો. તે-
માંથી બે શુમાર ગંજ બહાર કાહડીઓ તે ખજાનાને જોઇ સુમ દેલનો
અફ્રાશીઆબ હાએ તથા અફસોસ ખાવા લાગો અને એમ કરી કેહવા
લાગો કે "એ મારા બોજોરગ લોકોને વખતનાં ગંજ ખજાના, હું તુને
હરગેજ ખરચ કરતે નહી, પણ હેમાં હું તે શું કરૂં! મારો દહાડો બ-
રગેશતે થયો છે તેથી હું તુને ખરચ કરૂં છેઊં, શા વાશતે કે હ-
જુરભી હું એવો ઉમેદ રાખું છઊં કે જે તે વાતે મારો દહાડો રોશન
થાએ. અને એ ફરતો આશમાન મારી દાદ લીએ એટલા વાસતે અયા
મારી આંખની કીકીની મીશાલ પીઆરાગંજ ખજાના! હું તુને ખરચ
કરૂંછેઊ!" એટલું કહી હુકમ કીધો કે એ તમામ ખજાનો મારી મદદના
કરનાર લશકરને વેહેંચી આપો તેજ વખત તે તમામ લશકરને ખ-
જાનો બખશેઓ તે ઉપર એનો શાએર એમ કરી કેહ છે કે
અગરચે જેનું ખત બરગશતે થયું હોએ અને તેની મદદને
વાસતે કાંઇ હજારો હજાર પેહલવાન તથા લાખો લાખ સવાર
સાથે કીનાંની કમર બાંધી આવે તોભી તેનાં બદ સેતારાની ચા
લથી તે બેશુમાર લશકર લડાઇમાં હારી જાએ. પણ જે પાદશાહનું
બખત રોશન હોએ અને તેની તરફનાં શો પેહલવાન હજાર સવાર
સાથે તેની સામણે થાએ તો તે રોશનબખતવાલાનું થોડું લશકર પેલાં
બેશુમાર લશકર ઉપર ગાલેબ આવે અને તે ઊંધા બખતનાં પાદશાહનાં
ઘણાંબી જબરદસત પેહેલવાન હોએ તોભી તેને રોશન બખતનાં પાદ-
શાહનો એક સવાર જીવથી મારે. વાસતે એ ભાઇ, તું જો કે અફ્રાશી-
આબનું એટલું બેશુમાર લશકર હતું અને ઘણા નામીચા પેહલવાનભી
હાજર હતા, તોભી રોશનબખતના કેખોસરોની બરાબરી કરી શકયા
નહીં અને તે કેખોસરોએ પોતાના નેક સેતારાની ચાલથી તે તુરકી પાદ-
શાહના નામીચા પેહલવાંનોને જીવથી મારયા. વાસતે એ દાના ભાઇ, તું જો
કે તે અફ્રાશીઆબ શી રવેશ રોશાવા તથા ખોહાર થાએઓ. હવે
તે તુરકસતાનો પાદશાહ રએના મેદાનમાંથી કસેસત ખાઈનાશી આવયે
હતો, તે વાત ઉપર એક વરશ ગુજરી ગયા પછી તે પાદશાહે લશકર
એકઠું કરવા માંડયું તેથી તે લશકરને એકઠું થતાં બીજું એક વરશ

ગુજરી ગયું તેવાર તે અફરાશીઆબનું તમામ લશકર એકઠું થયું. તેજ વખત બીદાદગર અફરાશીઆબે પોતાનાં સપેસાલાર પીરાનને હોકમ કીધો કે "એ મારા નામદાર વજીર, તું આએ વખત કીનાંની કમર બાંધ અને તારી સાથે તારા ભાઇ દેલાવર હોમાન તથા બારમાન તથા તારા દેલાવર બેટા રોઇન તથા નશતેહેન એ ચાર પેહેલવાન તથા તે વગેરે લડાએક એક લાખ સવાર ચુનંનદા લોહાંની પાખરનાં રાખનાર ચુતી કહાડીને લેઇને ચાંચ શેહેરની તરફ જઇને જોલમ ભરેલા કએ-આનશાહને જીવથી માર અને તારૂં નામ બુલંદ આશમાન શુધી ઉઠાવ અને સેતાબ તું તાહારૂં લશકર બાહેર કાહાડ અને તેજ વાનો મી-શાલ ચાંચ શેહેરનો તરફ જાઇને બાદેલ અસ્શેવંનને તથા પેહલવાન ક-રાખાંનને જીવતા પકડ જેવા તે પીરાને અફરાશીઆબની જોબાનથી એવા સખુન સાંભલયા તેજ વખત વીશેનો બેટો પોરાન એક લાખ સવાર શમશીરનાં મારનાર તથા ચાર તુરાની પેહલવાન પોતાની સાથે લેઇને ચીનનાં દરીઆવની મીસાલ મોજ મારતો ચાચ શેહેરની તરફ ચાલયો, કે તે મુલક પોતાની કબજમાં લાવે" તેવાર પછે તે અફરાશીઆબે પોતાના બેટા સેદાને એમ કરી કહયું કે "એ મારા નામ-દાર બેટા, તું પોતાનો સાથે પેહલવાંન ફરશેવરદને તથા લોહાક તથા ક-લબાદ તથા શેમુખ તથા ગરૂએ જરહે એ પાંચ પેહલવાન તથા એક લાખ સવાર લેઇને ખારજમ શેહેરની તરફ જા શા વાશતે કે ચાંચ શેહેરની લડાઇની ખબર જાબલોસતાનની તરફ થશે તો તે હરેક જાબુલી પેહલવાંન એ ખબર સાંભલતાને વાર પોતાના લશકર સાથે જાબલોસતાનમાંથી નીકલશે તેવોજ ખારજમ શેહેર ઉપર થઇ કએઆંનશાહનો મદદને વાસતે તુરાન જમીનમાં આવશે. તેથી તું તે લોકોનો રસતો બંદ કરીને કીનાંથી લડાઇ ઉઠાવજે કે એટલા વારમાં તો શપેહસાલાર પીરાન તે ચાચ શેહેરને પોતાની કબજમાં કરી લેશે." એ રવેશ પોતાનાં શાહજાદાને સમજાવી એક લાખ સવાર સાથે તથા પેલા પાંચ પેહલવાનોની સાથે ખારજમ શેહેરની તરફ રવાને કીધો. તેહેવાર પછે પોતાનાં ભાઇ ગરશીવજને હોકમ કીધો કે, "અય સરફરાજ ભાઇ, તું સેતાબ કીનાંનો કમરબંદ બાંધ; અને તારો સાથે શમશેરના મારનાર

લડાએક તરણ લાખ સવાર લે, કે જે મરગેજ તથા શગશાર તથા કચ-ચાક તથા કીતાક તથા કરગરશાર તથા માજંદરાન એ છ મુલકની તરફથી આવેલાછે. તે વગેરે ગોરજના મારનાર છ દલેર પેહલવાનભી તારી સાથે લે તેમાં એક જંગાલ તથા બીજો ઇદરાઇમાન તથા તરીજો શપેહરમ તથા ચોથો કેહેરમ તથા પાંચમો અરબાશ તથા છઠો કરાવલછે. તેમને લેઈને તું અમોએ નામના જંગલની તરફ જા, અને તે જગા દેહરા મારી મકાન કર, શાવાસતે કે તે જગા લડાઇનો જુંદો ઊભો કરવો છે-" એટલું કહી તે નાપાક તબીઅતના તથા બુરી ખશલતના ગરશીવજને લશકર આપી તે તરફ રવાને કીધો.

## હેકાએત લખીછે કે, ખબર થઇ પાદશાહ કેખુસરોને અફરાસીઆબે કીધેલા લડાઇના બંદોબસતની, અને મોકલયો તેણે પીરાન વજીરને લશકર આપી ચાચ શેહર તરફ.

હવે એનો શાએર એમ કરી કહેછે કે, તુરકસતાનમાંથી અફરાશીઆબે પોતાનું લશકર તરણ તરફ મોકલીયું અને પોતે બેશુમાર લશકર સાથે તીઆંજ રહયો, શા વાસતે કે, તે પાદશાહે એમ અંદેશો કીધો કે જેવાર કેખોસરોનું લશકર મારા કામની ખબર સાંભલીને એ તુરકસતાનની તરફ આવશે તેવાર જે તરફ મદદને વાસતે જવું પડશે તે તરફ હું લશકર સાથે જઇ પોહોચશ, અને મારા દુશમેનની ગેરદ કહાડી નાખશ. એ રવેશ અંદેશો કરી પોતે પોતાના ગંગ બેહેશત નામના શેહરમાં રહયો.

હવે જેહાનમાં ફરેલો મેહરવંદ હલકારો જે પોતાની સાથેના બાદપા નામના હલકારા સાથે તુરાનમાં રહેલો હતો તે, પાદશાહ અફરાશીઆબનાં તમામ કામથી વાકેફ થઈ એક બીજાને એમ કરી કહેવા લાગયા કે, "હવે એ જગા ઉભા રહેવું ખુબ નથી, શાવાસતે કે દુશમનનું તમામ લશકર ચેહારો તરફ હલમલી રહયુંછે. વાસતે આપણ એ જગાથી દોડતા જઇને તાજદાર પાદશાહ કેખોસરોને ખબર કરીએ."

એ રવેશ એક બીજા સાથે ગોફતેગો કરીને તે બેહુ હલકારા, જેમકે ક-માનમાંથી તીર નીકલો જાએ તે મોશાલ શત દન શહ માપતા વંટોલી-આના વાની મોશાલ ઇરાન જમીનની તરફ આવી પોહોચયા. એમ ક-રતાં જેવાર તે હલકારા કેખોસરોના તખતની નજદીક આવયા તેજ વ-ખત જમીન ઉપર બોસો દેઇ, બાંગે બોલંદ દુઆને મોટા અવાજથી કેહેવા લાગોયા કે, "અય તાજ તથા તખતના જેબના દેનારા તમામ જેહાનના પાદશાહ તું નાજ તથા નખરાંથો હમેશાં ખુશી ભરેલો રહેજે." એ રવેશ દોઆ કરીને પછી કહયું કે, "અય બીદાર બખતના પાદશાહ, વલી જાદુગર અફરાશીઆબે તુરાન જમોનમાં બેશુમાર લશકર મુલકે મુલકથો મંગાવી એકઠું કીધુંછે. તે લશકર એટલું તો એકઠું થઇઊછે કે તેનો શુમાર હમોથી કહાડો શકાયો નહી. તે લશકરે કરી જમીન તથા જમાનોભી આજેજ આવી ગયા છે. વલો તે લશકરમાંથી એક લાખ સવાર તથા પેહલવાંન પીરાન વઝીરને સોંફ્યા છે, તેથી તે પીરાન એવાં લશકર સાથે ચાચ શેહેરની તરફ ગઓ છે, કે તયાં જઇને નામદાર કયાંનશાહને જીવથી મારે. તેવાર પછે અફરાશીઆબે પોતાના બેટા શેદાને એજ રવેશ લશકર આપો ખારંજમ શેહેરની તરફ મોકલયો છે, તથા તરણ લાખ દેવની મીશાલનાં શવાર તથા છ તુરાની પેહલવાંન સા-થે નાપાક તબીઅતનો ગરશીવજ અમોએ નામનાં જંગલની તરફ આવો મકાન કરી પડયો છે, તથા અફરાશીઆબ તો પોતે કેટલાં એક લશકર સાથે પોતાનાં ગંગ બેહશત શેહરમાંજ રહેઓ છે." જેવાર રોશન બખતના કેખસરોએ મેહરવંદ હલકારાની જોબાનથી એવા સખુન સાં-ભલયા તેવારે પોતે ચાહીઊં કે, અવલ હું પીલતન રૂસતમને હોકમ આપું. એટલો વીચાર કરતો હતો, એટલામાં તો દેવોની બાજુનો બાં-ધનાર જેહાં પેહલવાંન રૂસતમ પોતાનું દેલ ગોસસા ભરેલું કરી કહેવા લાગયો કે, "અય જવાન બખત ખુબસુરતી ભરેલા પાદશાહ તું મને લડાઇના બાબમાં શું હોકમ આપે છે! જોલમના પેશાનો કરનાર બદ ખસલતનો અફરાશીઆબ રાત તથા દંન કીનાંની કમર બાંધવા શોવાય કાંઇ આરામની જગાંતો જાનતોજ નથી, કે કેટલીક એક મરતબે લશ-કર એકઠું કીધું અને આકેબત નફ્રોતો દીઠોજ નહીં, અને રોશવા થઇ

પોતાનાં મુલકની તરફ નાહાશી આવયો. એ મીશાલ તે અફરાશીઆબ અંદેશો કરેછે ઇઆ નથી કરતો; પણ હવે માલુમ થઈઊં કે, તે પોતાને હાથે પોતાનું સરબરબાદ કરવા ચાહેછે, કાંકે વલી તે ફેસાદ ભરેલા પાદશાહે ઊંદરની મીશાલ પોતાનું સરસુરાખમાંથી બાહેર કહાડયું છે. પણ અય પાદશાહ, હવે તું એમ કરી જાણ કે તેનો જીવ લેવાને વાસતે આજ દંનથી હું પોતે કોનાનો કમરબંદ બાંધું છેઊં, તે કેહેવાર પાછો ખોલશ કે, જેવાર તુરાન જમીનનો તમામ મુલક મારા તાબામાં કરશ તેવાર. તયાં લગીન અગરજો પાછો ફરૂં તો નામદાર સામેસવારનાં જીંનત મકાંની રેવાનનાં કસમ, તથા પાકજાદ સીઆવખશ જે બગેર તકશીરે જીવથી માર્યો ગયો છે તેની જુદાઇનાં કસમ, તથા જેહાં પેહલવાંન કેરશાસપની મરદાનગીનાં કસમ, તથા બેહુ જેહાંનનાં પેદા કરનાર પાક દાદગર દાવરનાં કસમ, તથા મેં એક દાના નજુમીની જોબાનથી સાંભલીઊં છે કે એ ઇરાનના તખત ઉપર એક ગોસતાસપ નામનો પાદશાહ બેશશે અને તેના વખતમાં એક પેગમબર હજરત જરતોશત નામનો પેદા થાશે, તે જરથોશત તેની પાક દીનનાં કસમ, તથા એ બુલંદ આશમાન ઉપર આલમના લોકોને નુર તથા ફતેહમંદીના બખશનાર આફતાબ તથા માહતાબ જે જલકાટ ભરેલા છે તેમના જલકાતનાં કસમ, તથા તું રેશંન બખતનાં પાકજાદ કેખોસરોનાં તાજ અને તખતના કસંમ તથા માહારી માએ નેકબખત રોદાબેએ મને દુધ પાઈ પરવસ કીધો તેની પરવરશીનાં કસમ, તથા તારી પાદશાહીમાં જે કોઇ નામીચા પેહલવાન કહેવાએછે તેઓનાં જીવનાં કસમ. એ સઘલા કસમ ખાઈ કહુંછું કે તુરકસતાનનો તમામ મુલક ઈરાણનાં તાબામાં કરયા વગર હવે હું પાછોતો ફરૂંજ નહીં. વાસતે અય દાનાઇ ભરેલા પાદશાહ હવે આપણને સુસતં કરવી ખુબ નથી, શા વાસતે કે આપણ જો સુસતી કરશું તો એ વખત તે દુશમેન અવલ તો આપણાં કયાંનશાહ ઉપર પોતાનાં દેલનુ ચાહીઉ કરી લેશે. તેથી તું હમોને સેતાબીથી રજા આપ કે હમો તુરકસતાનની તરફ જોશ કરતા જઇ પહોચીએ. અગર અફરાસીઆબનું તમામ લશકર નેર શેહરની મીશાલનું હોશે તો તારાં એકબાલથી અને તારાં નશીબની મદદથી હમો શાહી જાંનવર છેઇએ" જેવાર કેખોસરોએ

જેહાં પેહલવાંનની જોબાંનથી હેવા સખુન સાંભલયા તેવાર એમ કરી કહયું કે, "અય ફતેહમંદી ભરેલા તાજ બખશ રૂસતમ, તું વાત કહે છે તે દરોસત છે, કે અગર કોઇ ફાડનાર વરૂની મીશાલ જાતે જોરેમંદ હોએ પણ તેનો દહાડો બરગસતે થયો હોય તેવારં તેને એક લોકડી સરખો માણસ પણ ઉઠાવીને જમીન ઉપર મારે અને તે જોલમગાર પાદશાહનું તખત અને તાજ તેની બેદાદીથી એક નાધલું છોકરૂં છીનવી લીએ. જેવાર નાપાક જોહાકે આલમના લોકો ઉપર જોલમનું બીછાનું બીછાવોઊં તેવાર બીછાણાને લપેટનાર પાક દાદગર દાવરે ફરેદુનને પેદા કીધો. તે ફરેદુને એક લેહજામાં જોહાકની પાદશાહી છીનવી લીધી. વાસતે અય રૂસતમ, તે બીદાદગર પાદશાહની પાદશાહી આપણને લેતાં શું વીલમ લાગનાર છે? તેથી તમો સરવે કોઇ ઇરાણી તથા જાબુલી લશકર તઇઆર કરો, અને લડાઇનુ બખતર પેહેરી કીનાનો કમરબંદ તંગ કરી બાંધો અને તમામ લશકર બાહાર કાહાડો."

એ હોકમ સાંભલતાંવાર તમામ પેહલવાનોએ પોત પોતાનું લશકર તથા દેહેરા તથા શામાન બહાર કહાડયાં, અને તમામ નામદારો તઇયાર થઇ પાદશાહ કેખોસરોની દરઘાહમાં આવી હાથ બખશ કરી ઉભા. જેવાર તાજદાર પાદશાહે જોયું કે, તમામ લડાએક પેહલવાંનો તઇયાર થઇ આવી ઉભા છે તેહેવાર તેમને એમ કરી કહયું કે, "અય મારા બોજોરગી ભરેલા જબરદશત પેહલવાંનો, તમો ઉપર પાક એજદાંની મદદ હોજો, અને તમારા તંનમાં તે સાહેબ બેશુમાર જોર બખશજો!" એ રવેશ દોઆ કરીને પછી કહયું કે, "તમો સરવે કોઇને નશીહતની વાત કહું છેઊં તે ઇઆદ રાખજો, કે તમો જે કોઈ મુલકની તરફ જાવો તે મુલકનો સરદાર તમારી સામણે નમનતાઇથી મલવા આવે અને આપણને સલામતી આપવાની કબુલ કરે, તો તેના મુલકને માઆફૂજતથી રાખજો, પણ જે કોઇ મુલકનો સરદાર તમારી સામણે થાએ તેનો મુલક કબજ કરી કોઇ બોજોરગ આદમીને તે મુલકનો પાદશાહ કરી બેસાડજો. એજ રવેશ તમામ મુલક આપણા તાબામાં કરી આબાદી ભરેલા રાખજો. તે કરતાં એક વાતની તમો ઘણી ખબરદારી રાખજો, કે આપણું લશકર કોઇના મુલકમાં લુટવા તથા બાલવા, તથા જોલમ કરવા-

નું કામ કરે નહીં, તથા કોઈ બીચારી રઈયત ઉપર જોલમભી કરે નહીં. જે મીશાલ જેહાંબખશે તથા કરીમાંને મગરેબ જમીનની તરફ જઇ માહોમાહોમાં ફેસાદ ઉઠાવયો હતો, તે મીશાલ તમો લોકો માંહોમાહોમાં બીગાડ ના કરતા, અને કબી એક બીજાને મદદે જાવું ઘટે તો સેતાબીથી દોડેઆ જાજો, અને એક બીજા સાથે સંપજ રાખી કામ કરજો, નહીં તો એવું નહીં થાએ કે આપણું લશકર કોઇ મુલકની તરફ બરહંમ મારયું જાય. એવું થવા દેશોમાં, અને એક બીજાને એમા મા કહેતા કે જે તરફ હું લડાઇ કરૂં છું તે તરફ દુશમેનનો શામણે તું શા વાસતે આવયો." એ રવેશ સરવે કોઇને સમજાવીને પછે સપેહસાલાર તુશને હુકમ કીધો કે, "હાથીની પીઠ ઉપર સુનાનાં કુડાંનાં નકારાં બાંધે અને ખબરનાં પોહોચાડનાર એકશો શાહંનશી સવાર તઇઆર કરે, અને એક હજાર હાથી તથા ઊંટ તથા ખચરની પીઠ ઉપર સુનાંની અસરફીની થેલી લાધે, તથા તમામ ખોરાકીનો સામાંન તઇઆર કરે, અને તમામ લશકરનાં સરદાર લોકોને અસબાબ વેહેંચી આપે, તથા લશકરનેભી બેશુમાર ખજાનો બખશેશ કરે." જેવાર સપેહશાલાર તુશે કેખોસરોનો હેવો હુકમ સાંભલયો તેવારે તમામ કામ રાસત કીધું.

## હેકાએત લખીછે કે, માગી લીધી ચાચ શેહરની લડાઈ નામદાર ફેરશાસપશાનીએ, તથા રવાના થયું તમામ ઇરાની લશકર તુરકસતાનની તરફ, તે વગેરે.

જેવારે શેરને પીતેનાં ફેરશાસપસાનાંએ હેવો માંમલો દીઠો કે પાદશાહ કેખોસરોનાં હુકમથી તમામ લશકર તઇઆર થઇ ઊભું છે, તેવારે અંદેશો કીધો કે, કોઇ બીજા પેહલવાનને લશકર આપી કેઆનશાહની મદદને વાસતે ચાચ શેહરની તરફ મોકલશે, તે કરતાં બેહતર કે હુંજ મારા પાદશાહની પાશેથી તે લડાઇ માંગી લેવું. એ રવેશ અંદેશો કરીને સેતાબ કેખોસરોનાં તખતની નજદીક આવયો, અને પોતાનું સર નમાવી જમીન ઉપર બોસા દીધા, અને એમ કરી કહેવા લાગો કે,

"અય દાદ દીનનાં પાદશાહ, અગર જો તારી રજા હોએ તો હું ચાચ શેહરની તરફ પીરાન વજીરની લડાઇમાં જાઊં, અને તે રજાલા તુરકી લો કોને તારાં બખતથી બરહંમ મારૂ." એ સખુન કેરશાસપસાંનીની જોબા-નથી સાંભલીને તે નેક દેલના પાદશાહે કેરશાસપસાંનીને એમ કરી કહી-યુ કે, "અય નામદાર તું ચાચ શેહેરની તરફ તારા રફીક કેઆંનશાહની મદદને વાસતે જવા ચાહેછે તો બેલાશક જા. પણ તારી સાથે શેરમરદ ફરામરજને તથા નેજાતો મારનાર શામ વગરે બીજા ચાર ઇરાણી પેહલવાંનોને લે, અને તીર તથા નેજાના મારનાર ચાલીશ હજાર શવા-ર તઇઆર કરી વંતોલીઆનાં વાની મીશાલ કેઆંનશાહની તરફ જા. પણ અવલ તું તે તરફ જાતાંનેવાર જોજે કે, વીશેનો બેટો પીરાન-કેઆનશાહ સાથે લડાઈ નહીં કરતો હોએ. તું પીરાન સાથે હરગેજ બી-ગાડ મા કરતો, અને તેને સમજાવી જોજે કે તે પીરાન આપણી તરફ આવવા ચાહે છે કે નહીં. અગરજો તે આપણી સાથે સુલેહનો પેગામ કરે તો તેને બાઆબરૂથી ઇરાણ જમીનની તરફ મોકલી દેજે, શા વાસતે કે તે મારા હકમાં ઘણો નેક ખાહ હતો." એટલું કહી કેરશાસપ સાંનોને લશકર સાથે રવાને કીધો. તે વાર પછી પાદશાહ કેખોસરોએ શેર મરદ બરજોને તથા જંગીર તમુરને હોકમ કીધો કે, "અય દેલાવરો, તમો બેહુ બાપ તથા બેટા ૮૦૦૦૦ હેંશી હજાર સવાર શમશીરનાં મારનાર જા-બુલી લોકો તમારી સાથે લેઇને ખારજમ શેહરની તરફ અફ્રાશીઆબના બેટા શેદાની તરફ જાવો, અને તે શાહાજાદાને તમો જીવતો પકડી લેવો." એવો હુકમ કેખોસરોનો સાંભલીને બોરજો તથા તમુર હેંશી હજાર સવાર સાથે ખારજમ શેહરની તરફ ચાલયા. તેમને રવાના કીધા પછે હીંદુસતાનનો શાહજાદો જેહાંબખશ તથા ચીતાની ચુંગાલ-નો કરીમાન તથા હાથીને જોરનો જેહાંસુજ, એ તરણ જાબુ-લી પેહલવાનોને હુકમ કીધો કે, "અય નામના ઉઠાવનાર ત-થા ગોરજના મારનાર પેહલવાંનો, તમો તમારી સાથે એક લાખ સવાર તમામ બખતરી, અને લોહાંની પીખરનાં ઘોડાની પીઠ ઉપર બેસનાર લેઇને મોલકગીરો જાવો, અને જે અફ્રાશીઆબનાં તાબા માં ભારી મુલક છે, તે તમામ મુલકમાં તમારો દસત બેશાડો. તેમાં

અવલ મુલતાન તથા અલાંનાં તથા શાહારી તથા શમનગાન તથા જેહર-જ તથા જરજાન તથા કરગરશાર તથા કીતાક તથા કબચાક તથા શગ-શાર તથા અલતાશ તથા કાશાન તથા કીશમોર, એ વગેરે બીજા ભારી મુલક તથા શેહર આપણા તાબામાં લાવો. જેવારે તમો લોકો એ તમામ મુલક આપણી કબજ કરશો તેવારે તમારૂં નામ હફતે કેશવર જમીનનાં પાદશાહો કરતાં મોટી બેજોરગી ભરેલું કેહવાશે. વાસતે "અય મારા બે-જોરગી ભરેલા પેહલવાનો, તમોને હું તાકીદ કરી કહુંછું કે, કોઈ મુલક-માં મેહમાંની તથા જીઆફત તથા ખુશી કરવા સારૂં એકદમ કેથે મકા-ન કરતા મા. અને ચાર દાહાડાનું કામ તે એક દહાડામાં કરજો, અને હું તમોને તાકીદ કરી કહુંછું કે તમો હરગેજ કેથે આરામ મા કરશો. રાત દીન હુશીઆરીથી કામ લેજો." જેવાર પાક દીનના પાદશાહ કેખો-સરોની જોબાનથી એવા સખુન સાંભલયા તેવારે પાદશાહનાં તખતનાં પગને બોસા દેઇ તેઓ સેતાબ દરઘાહમાંથી બહાર નીકલયા, અને લ-શકરમાં આવી તમામ નોજવાન એક લાખ સવાર પોતાની સાથે લી-ધા, અને તરણે નામદારો ખુશી ભરેલાં દેલ કરી મોલકગીરી ઉપર નીકલયા.

તેવાર પછે બોદાર બખતનાં પાદશાહ કેખોસરોએ જેહાં પેહલવાં-ન રૂસતમને એમ કરી કહયું કે, "અય તમામ જેહાનનાં પેહેલવાનો-નાં પેહલવાંન પીલતન રૂસતમ, તું ભી લડાઇને વાસતે તઇઆર થા અને તારી સાથે એક લાખ સવાર જાંમુલી ખંજરનાં મારનારા લે, અને તે વગેરે અગીઆર ઇરાની પેહલવાનને કીનાની કમર બંધાવી તારી સાથે રાખ. તેમાં ગોદરજ તથા નેજાનો મારનાર દેલાવર ગીવ તથા જંગી બીજંન તથા શાહજાદો ફરીબોરજ તથા ગોરરાજ તથા ફરોહેલ તથા રે-હામ તથા હજીર તથા જંગેશાવરાંન તથા તીરનો મારનાર બરતાહ તથા નોજર શાહનો ગોશતેહમ, એ અગીઆર પેહેલવાન તારી સાથે લેઇને અલબોરજ પહાડની મોશાલ જોશ કરતો તુરકસતાનની તરફ અમોએ નામના જંગલમાં કીનાની કંમર બાંધી નકારા ધમ ધમાવનો જા. હું પોતેભી ઇરાન જમીનની બંદોબસતી કરી નામદાર જાલની સાથે તારી પછ-વાડે આવી પોહોંચુંછું." એટલું કહીને જેહાં પેહલવાંન રૂસતમને પો-

તાની મજલેશમાંથી રવાના કીધો તેજ વખત નામદાર રૂસતમે પેલા અગોઆર ઇરાની દેલાવરોને કીનાની કમર બંધાવી સાથે રાખયા, અને ઇરોની ફોજમાંથી એક લાખ સવાર નેજા તથા છુટ ભાલડો તથા તલવાર તથા ગોરજ તથા તોરના મારનાર તઇઆર કરીને મસત હાથીની પીઠ ઉપર નકારાં બંધાવયાં એ વેલા બે સુમાર રંગ બેરંગી જુંદા હવા ઉપર ઉડવા લાગા. તે વગેરે નકારાં તથા પીતલની કરરેહનાય એના અવાજ થવા લાગા. તે શોહોર શાર ભરેલા અવાજે કરી જમીન તથા જમાનો ગાભરો પડવા લાગયો. તે તમામ લશકરનાં સરદાર બોજરેગ બુનીઆદનો પીલતન જેહાં પેહલવાંન રૂસતમ જોબાન ઉપર પાક ઇઅજદાનું નામ લેઇ રખશ ઉપર સવાર થયો. તે નામવરની સાથે પેલા અગીઆર પેહલવાનોભી પોત પોતાના ઘોડા ઉપર સવાર થઇ તઈઆર થયા. તેવાર પછે રૂસતમે હુકમ કરી તમામ લશકરને નીલના દરીઆવની મોશાલ જોશથી તુરકસતાનની તરફ ચાલતું કીધું. તેની ગેરદે કરી રોશાંન રોજે સીહાઇ પકડી, અને તે રાહનીતમામ જમીનઘોડાની નાલે કરીસુરાખદાર થઈ ગેઈ. એ રવેશના જુમબેશ ભરેલાં લશકર સાથે તેહમતન રૂસતમ અમોએ નામનાં જંગલની તરફ શેતાબી કરતો આગલ ચાલયો. તે નામદારનું દેલ કીના ભરેલું તથા સર ખએઆલ ભરેલું હતું, અને ગોસસાચી અબરૂ ઉપર ચીન લાવી તે તરફ રાહ માપતો. તેવાર પછે નેક દેલ પાકજાદ પાદશાહ કેખોસરો ઇરાન શોહરમાં સરવે વાતનો બંદોબસતો કરવા લાગો.

---

## હેકાએત લખી છે કે, ખબર થઇ પાદશાહ કએઆન શાહને પીરાન વજીરના આવીઆની, અને મેદાનમાં કહાડયું તેણે પેતાનું લશકર, તે વગેરે.

---

હવે એ દાસતાનનો જોડનાર શાએર એમ કરી કહે છે કે, પાદશાહ કેખોસરોનાં ચાર લશકરને રાહમાં પડતાં મેલીને નામવર કેઆન શાહની દાસતાન કેહું તે તું સાંભલ. પેલી તરફ સેપેહસાલાર પીરાન

એક લાખ સવાર તેજ સમશેરનાં મારનાર પોતાની સાથે લેઇને તુરકસતાનની તરફથી નીકલયો હતો, તે ચાચ શેહેરની સરહદમાં આવી પોહોંચયો. તેની સાથે ખુની દેલનો હોમાન તથા બારમાન તથા નસતેહેન તથા શેઇન એ ચાર પેહલવાંનો હતા. એ ખબર રેશન જીવના પાદશાહ કેઆનશાહને થઇ કે, તુરકસતાનની તરફથી એક ભારી લશકર આપણી સાથે લડાઇ કરવા સારૂ કીનાની કમર બાંધી આવે છે, અને તે લશકરમાં બુઢો પીરાન વજીર પોતે છે. તેથી તેણે પોતાના સરફરાજ વજીર તથા પેહલવાંનોની આગલ એમ કરી કહયું કે, "અય મારા નામદારો હવે આપણે સોસતી કરવી ખુબ નથી. વલી ઘણે એક વરસે દુશમેન પોતાના ઘણા ખોઆબમાંથી જાગી ઉઠયો છે. તેથી આપણું લશકરભી શેતાબ બાહેર કાહાડવું જોઇએ." જેવારે સપેહસાલાર અરશેવંદ તથા કશખાંએ હેવા સખુન સાંભલયા તેવારે રેશન બખતનાં કએઆંનશાહને કહયું કે, "અય નામદાર પાદશાહ, તું તારાં દેલમાં એ બાબેની કશી ફીકર માં રાખ. હોકંમ પાક ઇઅજદાંનાથી હમો તે પોશનનાં લશકરને હમારી બાજુનાં જોરથી એકદંમ અમંન આપીશું નહીં." એટલું કેહીને પછી પોતાનાં લશકરના પેહલવાન ફરાજાન તથા ફરેલ તથા પેશંન, એ તરણ જેઓ દેલાવર કહેવાતા હતા તેઓને હોકમ કીધો કે, "અય મારા દેલાવરો, તમો તમારા તનમાં લડાઇનાં બખતર પેહેરો, અને આપણું લશકર લેઇને આ શેહરનાં મેદાનમાં દેહરા મારો." એ હુકમ સાંભલતાંવાર તે તરણ પેહલવાંને આ સાઠ હજાર સવાર લોહોટાંના બખતરના પેહરનાર તઇઆર કીધા. તેવાર પછે નેક દેલ પાદશાહ કએઆનશાહ તથા સેપેહસાલાર અરશેવંદ તથા પેહલવાંન કશખાં,એ સરવે કોઇ તઇઆર થઇને લશકર સાથે ચાંચ શેહેરમાંથી બહાર નીકલીઆ, અને મેદાનમાં દેહેરા મારયા. એમ કરતાં પેલી તરફથી વીશેનો બેટો પીરાન પોતાનાં લશકર સાથે ચાંચ શેહેરનાં મેદાનમાં આવો પોંહોંચયો. તયાં જોએ શું કે ફરેદના બેટા કેઆનશાહને ભારી લશકર સાથે દેહેરા મારી મકાન કરી પડેલો દીઠો. તેથી તેણેબી હુકમ કરી તેજ વખત તે મેદાનમાં દેહરા ઊભા કીધા, અને પોતાના ભાઇ હોમાનને એમ કરી કહેઉં કે, "અય ભાઈ હું તો જાણતો હતો કે એ કેઆનશાહ પારો કાંઇ

ભારી લશકર તથા પેહલવાંન હોશે નહીં, તેથી જાતાંનેવાર શેહર આપણે કબજ કરશું; પણ એ પાદશાહ પાશે તો બેસુમાર લશકર નજર આવતું દેખું. વાસતે એ જગા એક ભારી લડાઇ ઉઠી ઉભી થશે, એ કેઆંનસાહનાં લશકરમાં નામદાર અરશેવંદ તથા પેહલવાંન કરાખાંન એ બેહુ દેલાવર ઘણાં જબરદસત છે. તેથી એ જગાએ કાંઇ ચારો કરી તે બેહુ શેર મરદોને કેઆંનશાહથી જુદા કીધા જોઇએ, કે તેથી આપણી મોરાદ બર આવે." એટલું કેહીને વલી હોમાનને એમ કરી કહયું કે, "અય દેલાવર ભાઇ, તું એક પેગામ પાદશાહ અફ્રાશીઆબને નામે જે મીશાલ હું તુને કેહું તે મીશાલ કેઆંનશાહનાં લશકરમાં જઇને અરશેવંદને તથા કરાખાંનને કેહે તે એવી રવેશે કે, અય નામદાર, તમોને પાદશાહોનાં પાદશાહ અફ્રાશીઆબે કેહેવાડયું છે કે, અય મારા પયારા બેટાની મીશાલનાં પેહલવાંનો, હવે હું બુઢો તથા નાતવાંન થાએઓછું તેથી હું એમ ચાહુંછું કે મારો તમામ મુલક મારા બેશી લોકોને વેહંચી આપું. વાસતે તમોભી મારી નજદીક આવો કે હું તમોને કાશમીર તથા કાશાંનનો મુલક વેંહચી આપું, કે તેથી તમોભીતે મુલકનાં પાદસાહ કહેવાશો. અને તમોએ ચાચ શેહરમાં એક નાદાન છોકરા કેઆનશાહની તાબેદારી શું સમજીને કરોછો? તમો પાદશાહ પશંગના બેશી કહેવાઓ છો તેથી એ વાંતનો મને મોટી શરમ તથા એબ લાગે છે. એ રવેશ તું અફ્રાશીઆબને નામે અરશેવંદને તથા કરાખાંનને કેહેજે."

એટલું કેહીને હોમાનને કેઆનશાહનાં લશકરની તરફ રવાના કીધો. એમ કરતાં જેવારે હોમાન કેઆનશાહનાં લશકરમાં અરશેવંદ તથા કરાખાંનની નજદીક આવી પહોંચયો, તેવારે તે તુરકી પેહલવાને જે મીસાલ પીરાંનની જોબાનથી સખુન સાંભલયા હતા તેજ મીશાલ અરશેવંદની તથા કરાખાંનની નજદીક કહયા. જેવારે તે બેહુ નામદાર રાસત દેલનાં પેહલવાનોએ હોમાનની જોબાનથી એવા સખુન સાંભલયા તેવારે અરશેવન એમ કરી કહેવા લાગો કે, "અય પેહલવાન, તું શેતાબ તારાં લશકરમાં પાછો જા, અને તારા ભાઈ ફરેબ ભરેલા પીરાનને એમ કરી કહે કે, 'અય મકારે બુઢા વજીર, તું એ તારી ફરેબ ભરેલી વાતને રહેવા દે, અને જે કામને વાસતે તુ કોનાંની કમર બાંધી આવયો છે તે

કામ બજા લાવ, ઇઆંને કીનાંની તલવાર ઊઠાવી મારી સામણે લડાઈ કર. તું એમ ચાહાતો હશે કે હું ફરેબથી એ લોકોને મારા હાથમાં લાવી નામદાર કેઆનશાહનેભી પકડીને મારૂં નામ ઉઠાવું, પણ એ કામ હરગેજ બનવાનું નથી. અને એ તરફ આવયાનો ખબર ઇરાણ જમીનની તરફ રોશન બખતનાં કેખોસરોને થશે અને તે પાદશાહ પોતાના પેહલવાનોને હુકમ કરી એ તરફ મોકલશે, તો તમામ તુરાન જમીનની બુન બેખ ઉખાડી નાખશે, જેથી હમો લોકો સાથે લડાઈ કરવાની તમારાં દેલમાં ઉમેદ રહી જશે." એવા સખુન સાંભળી તે હોમાન પાછો ફરીને પીરાનની નજદીક આવયો, અને અરશેવનની જોબાનથી જે કાંઇ ગોફતેગો સાંભલી હતી તે પીરાનને કેહી. જેહેવાર તે પીરાને પોતાના ભાઈની જોબાનથી હેવો જવાબ સાંભલયો, તેજ વખત ગોસ્સામાં આવીને પોતાનાં લશકરમાં કીનાનું નગારૂં વજડાવોઊં. તેથી તમામ લશકર કોલજમના દરીઆવની મોશાલ જોશમાં આવીઊં. જેવારે પેલી તરફ પાદશાહ કેઆનશાહે હેવો મામલો દીઠો તેવારે હોકમ કરીને પોતાન લશકરમાંભી કીનાનું નગારૂં ધમધમાવયું. તેથી બેહુ તરફનાં લશકર જોશમાં આવી તે ચાચ શેહરનાં મેદાનમાં સફસમારી ઉભાં. તેણે કરી હર તરફથી સવારોના ઘોડા હરણવા લાગા. તે ઘોડાઓનો નાલે કરી સીહા ગેરદ ઉઠવા લાગી, તેથી હવાનાં તન ઊપર તે ગેરદનો ગોયા લેબાશ થાયો, અને નગારાં તથા કરનાઓના અવાજે કરી આશમાનના કાન બેહરા થઇ ગયા.

## હેકાએત લખીછે કે, મેદાનમાં આવીયો પેહલવાન ફરાજન કેઆનશાહનાં લશકરમાંથી, અને મારયા ગયા તરણ પેહલવાનો તેના હાથ ઊપર.

એવામાં પાદશાહ કેઆનશાહના લશકરમાંથી ફરાજન નામનો પેહલવાન તુંદીથી ગોસ્સામાં આવીને પોતાનાં ઘોડાને એડ મારી મેદાનમાં જોહોકયો, અને પીરાન વજીરનાં લશકરની સામણે આવીએને ક પોકાર શેર મસતની મોસાલ મારી પીરાનને એમ કરી કહયું કે, "અય

ઉંધે બખતનાં અફ્રાશીઆબના વજીર, સેતાબ તારા લશકરમાંથી મારે હમનબરદ મોકલી દે, કે તેભી મારી શમશોરનો હાથ જોએ કે હું કોણ નામદાર પેહલવાન છું. મારા નામના દબદબાથી, આશમાન ઉપર જે સનીચર સેતારો કેહેવાએ છે તેભી દર ભરેલો થઇ નાશતો ફરેછે. હું એરમન શેહરનો સરદાર કેહવાઊ છું, અને માહારૂં નામ જંગી ફરાજન કરો કહેવાએ છે. એ રવેશ તે પેહલવાન મેદાનમાં ઉભો રેહીને અવાજ મારી કેહેતો હતો, એવામાં પીરાનના લશકરમાંથી જરજાનનાં મુલકનો એક પેહલવાન જે જરનેશાન નામનો કેહેવાતો હતો, તેણે પોતાનો ઘોડો આજર ગોસસપની મીસાલ મેદાનમાં જોહોકયો અને અવાજ મારી ફરાજંનને એમ કરી કહ્યું કે, "અય ઉંધે મગજના પેહલવાન, તું તારા દેલમાં એટલું શું ગુમાન રખેછે કે કેટલોએકવાર થાયો મેદાનમાં ઉભો રેહીને પોતાને નામની ડંમર હાંકેછે." એટલું કેહીને તે પેહલવાને પોતાનો ભારી નેજો ઉઠાવયો. તેને જોઇને તે ફરાજંનેભી પોતાનો નેજો પકડયો અને ગોસસામાં આવી એક બીજા ઉપર નેજાના જરબ મારવા લાગયા. તેઓને ડાબા જમણી પોતાના ઘોડા દપટાવી એક એકનાં સીનાં તથા કમર તથા બાજુ ઉપર નેજામાં જરબ મારતા હતા. એ રવેશ એકબીજાનાં તન ઉપર સાઠ નેજાનાં જરબ મારયા, તેણે કરી તે નેજાની નોકભી તુટી ગઇ. અને તેઓનાં દેલ સુર ભરેલાં થાયા. તેથી તે નેજાને પડતા મેલી સેતાબ લોહીની વરસાવનાર શમસર ઉઠાવી. પછી અફ્રાશીઆબની તરફનો પેહલવાન જરનશાન અવાજ મારીને ફુરાજાંનને કહેવા લાગો કે, "તું એરમાન શેહરનો પેહલવાન કહેવાએ છે. તો આ મારો તલવારનો જરબ સંભાલ." તેહેનું એટલું કહેવું કે તે નામદારે પોતાનાં શર ઉપર આડી ઢાલ પકડી. હેવામાં જરશાન પેહલવાને પોતાની શમશીરનો જરબ મારયો. તે જરબ તેહેની ઢાલનાં ફુલમા લાગો, તેથી તે તલવારની કેટલીએક ધાર ખરી ગેઇ, અને તેમાંથી આતશનો શેઆલો ઉઠયો. હેવામાં ફ્રશજાન ગોસસામાં આવયો, અને તે બદ સેતારેનાં પેહલવાનને એમ કરી કહયું કે, "અય તુરકી લોકોની મદદનાં કરનાર પેહલવાન, તુભી આ મારી શમશીરનાં જરબનો નાશ તો કર, કે તુંભી એમ કરી જાણે જે એભી કોઇ તલવારનો

મારનાર પેહલવાન દેખું." તેનું એટલું કહેવું કે તે પેહલવાંને પોતાનાં સર ઉપર ઢાલ પકડી, પણ ફ્રાજાંને હેવી તો સફાઇથી તલવારનો હાથ મારયો કે તેની ઢાલ દોઘીના ખીરાની મીશાલ કાપી નાખીને તેનો જરબ તેહેના સર ઉપરની કોલાહમાં લાગો. તેથી તે કોલાહ કપાઇ તે તુરકોને સરથી તે પગ લગીન તેનાં ઘોડા સાથે ચાર તુકડા થઇ ગયા.

એવો મામલો જોઇને કેઆંનશાહનાં લશકરમાંથી તે પેહલવાંન ઉપર શાબાશીનો અવાજ નીકલયો. એવામાં તુરાની લશાકરમાંથી એક બીજો પેહલવાન શરંદ નામનો અલતાશનાં મુલકનો સરદાર કહેવાતો હતો, તેણે પોતાનો ઘોડો તેજ વાની મીસાલ કીનાંનાં મેદાનમાં જોહોકાવયો, અને પેહલવાન ફ્રાજાંનની નજદીક આવી પોહોંચયો. તેણે આવતાંનેવાર પોતાનાં કલેજાનાં જોરથી એક પોકાર મારયો અને તે દેલાવરને એમ કરી કહયું કે " અય ખુની દેલનાં પેહલવાન, તું આ મારા ગોરજનો જરબ સંભાલ." એટલું કેહોને પોતાનો ગોરજ નામદાર ફ્રાજાંન ઉપર મારયો. તેણે કરી તેની ખાતેર જમે થઈ ગઇ. પણ તે હુશીઆર દીલના પેહલવાને તેજ વખત પોતાનો ભારી ગોરજ ઉઠાવી તુરકી શરંનદાનનાં સર ઉપર મારયો. તે જરબે કરી તું કહે ગોયા તેહેનાં તન ઉપર સર હતુંજ નહીં. એવી રીતે તેનું શર તુટી નાંખીઉ.

હેવો મામલો તુરાની લસકરમાંથી તે શરંનદાંનનાં ભાઇ અશદાને દીઠો તેથી પોતાના ભાઇનાં કીનામાં તે દોડતો આવયો. પણ તે અશદનભી આકેબત ફ્રાંજાંનના હાથ ઉપર જીવથી મારયો ગયો. એ મીશાલ તુરાણી લસકરમાનાં તરણ પેહલવાન ફ્રાજાંનનાં હાથ ઉપર જીવથી મારયા ગયા. હેવો તમાશો પીરાન વજીરે દીઠો તેથી અંદેશો કીધો કે કેઆનશાહનો આ પેહલવાન તો ગોયા એક કીનાંનું વાદલ નજર આવેછે. એવો અંદેશો કરી પીરાંને પોતાના લશકરમાં એક પેહલવાન જેસેબાદ નામનો ઘણો જબર દસત કેહેવાતો હતો, તેને હોકમ કોધો કે " અય નામદાર આ રજાલો પેહલવાન જે મેદાનમાં ઉભો છે તેણે આ પણાં તરણ પેહલવાનને તો જીવથી મારયા. અને વલી મેદાનમાં ઉભો રહી પોતાનો હમનબરદ માંગેછે, વાસતે એની સામણે તો તું જેવા દેલાવરનું કામ છે. " પીરાનનું એટલું કહેવું કે તે પેહલવાને પોતાનો

ઘોડો મેદાનમાં જોહોકયો, અને ફરાજાંનનો મોકાબેલ આવયો. તે બેહુ પેહલવાંને એક એક સાથે ઘણીભો ગોફતેગો કીધી, પણ તે ગોફતેગોમાં કશો ફાએદો દીઠો નહી. તેવારે ગોસ્સામાં આવો બેહુ નામદારોએ પોતાનાં ગોરજ ઊઠાવેઆં અને જેમકે લોહાર લોકો હરણ ઉપર હથોડા કુટે તે મીશાલ એક બીજા ઉપર ભારી જરબ મારવા લાગયા. તે ગોરજનો દરંગાદરંગોનો અવાજ બેહુ તરફનું લશકર સાંભલીને પોતાના લબ દાંતમાં પકડવા લાગું. પેલી તરફ નામદાર કેઆનશાહ પોતાના પેહલવાન ફરાબાને એમ કરી કહેવા લાગયો કે, "અય નામદાર શેરમરદ પેહલવાન, મેંભી રએનાં મેદાનમાં ગોરજબાજી કીધીછે. અને ઘણાં પેહલવાનને ગોરજ મારતા દીઠાછે, પણ આ આપણા પેહલવાન ફરાજાનની મીસાલનો સખત દેલાવર મેં દીઠો નથી. એ દેલાવરે આપણાં દુશમેનનાં લશકરના તરણ પેહલવાનને જીવથી મારેઆ, અને વલી ચોથા પેહલવાનની સાથે લડાઈ કરેછે."

## હેકાએત લખીછે કે, મારયા ગયા બેહુ દલેર પેહલવાનો એક એકના હાથ ઊપર, અને સુલતાની લડાઇ થઈ તે મેદાનમાં, તથા આવી પોંહોંચયો નામનો ઊઠાવ નાર કેરશાસપશાની નામવર ફરામરજ સાથે, તે વગેરે.

જેવારે ગોરજના દસતા કમાનની મીસાલ વાંકા વલી ગયા તેવાર તે ગોરજને પડતા મેલી સેતાબ તલવાર ખેંચી અને બેહશત એક બીજા ઉપર તલવારના જરબ મારવા લાગીયા. તે તલવારનો સફાસફનો અવાજ આશમાન લગી જવા લાગીયો. એમ કરતાં તુરકી શેબાદર એવો તો જોશમાં આવીયો કે, જેમ શેકારી શેર ગોશસામાં આવી ગોરખર ઉપર હોમલો કરે તે મીશાલ ફરાજાન ઉપર તેણે હોમલો કરીઓ, અને તેને એમ કરી કહયું કે, "અય ઉંધાં મગજના કેઆનશાહના પેહલવાન, હવે આ મારી તલવારનો જરબ સંભાલ." તેનું એટલું કેહેવું કે તે ફરાજાને એક હાથે જે ઢાલ પકડેલી હતી તે પોતાનો સર ઉપર આડી પકડી. અ

ને બીજા હાથમાં તલવાર પકડીને તે તલવારનો હાથ દાવી બાજુનો કમરની તરફ રાખયો. એવામાં તુરકી શેબાદરે પોતાની શમશરનો જરબ હેવા તો જોરથી તેની મારયો કે તે જરબે તેની ઢાલ કાપીને તેના શર ઉપરની કોલાહમાં લાગો જેવાર ફરાજાને એવો મામલો દીઠો કે હવે એ જરબથી હું બચનાર નથી તેવારે પોતાના હાથમા, જે આડી શમશર પકડેલી હતી તે તુરકી શેબાદરની કમર ઉપર જોશ મારી તેથી તે શેબાદરના તનનાં બે તુકડા થઇ ગયા. તેમજ તુરકી શેબાદરે પોતાની તલવારનો જે જરબ ફરાજાનના સર ઉપર મારયો હતો તેથી તે પોતે પણ સરથી તે કામર લગી ચીરાઇ ગયો.

એ રવેશથી તે બેહુ પેહલવાન એક એકનાં હાથ ઉપર જીવથી મારયા ગયા. એ રવેશનો તમાસો તમામ લશકરે દીઠો તેવારે પીરાનને-ભાઇ હોમાન, બારમાનને તથા નશતેહેનને કહેવા લાગોયો કે, "અય મારા નામદારો, અગરજો આપણ એ જગા રેહીને એ રવેશથી લડાઈ કરયા કરશું તો એ લડાઇનો કશો છેડો આવશે નહી અને વલી એ ખબર ઇરાનના પાદશાહ કેખોશરોને થઇ હશે તો તે પોતાના કોઇ પેહલવાનને એ તરફ દોડાવશે તેથી આપણી તમામ મેહનત બરબાદ જાશે વાસતે બેહતર એ છે કે, એ કેઆન શાહ પાસે લશકર થોડું છે અને આપણ લોકો પાસે બેશુમાર લશકરછે, તેથી આપણે એક મરતબે એ લશકર ઉપર ગલબો કરીએ." જેવાર હોમાનની જોબાનથી હેવા સખુન સાંભલોયા તેવારે સરવે કોઇએ એકદેલ થઇને કેઆનશાહના લશકર ઉપર ગલબો કીધો. જેવાર પાદશાહ કેઆનશાહે હેવો મામલો દીઠો કે તમામ તુરકો લશકર મારો તરફ દોડયું આવેછે તેવારે પોતાના લશકરને એમ કરી કહયું કે, "અય મારા નામદારો, તમો શું જુવોછો કે તમોભો તમારી કીનાની તલવાર ઉઠાવો." તે પાદશાહનું એટલું કેહેવું કે તમામ લશકરે પોતપોતાનાં હથીઆર ઉઠાવયાં. એમ કરતાં તે બેહુ તરફનાં લશકર એકએકમાં ભેલાઇ ગયાં, અને બેદેહશત પોતપોતાના કીનાના હથીઆરનો વરસાદ વરસાવવા લાગાં. તેણે કરી તું કહે ગોયા સવારોના સર તથા હાથ તથા પગ જેમ જાહાડનાં સુકાં પાતરાં ગલે તે મીસાલ ગલવા લાગાં. પણ કેઆનશાહનાં લસકરમાં નામનો ઉઠાવનાર કશખાન

તથા અરશેવંન તથા ફરીલ તથા પેશેન એ ચાર પેહલવાન હતા, તેઓ જેમ મસત હાથી હોમલો કરે તે મીસાલ હર તરફ પોતાના ઘોડા દપટાવોને જે ઉપર પોતાની તલવાર મારતા તેને શરથી તે પગ લગી ચીરી નાખતા, તથા જે ઉપર પોતાનો ભારી ગોરજ મારતા તેને એક દડીનો મીસાલ ચીરી નાખતા હતા. તે વગેરે નામદાર પાદશાહ કેઆનશાહ પોતે હેવી તો સખત લડાઇ કરતો, કે જેમ જાબલોસતાનનાં મેદાનમાં કેરશાસપસાનીએ સમોલાશનાં લસકર સાથે લડાઇ કીધી તે મીસાલ તે લડાઇ સખત થઇ પડી. બીજી તરફ તુરકી હોમાન તથા બુઢો પીરાન તથા બારમાન તથા નશતેહેન તથા રોઇન, એ પાંચ તુરકી શાહજાદા કો નામાં આવીને કેઆનશાહનાં લસકર ઉપર હેવી તો તલવાર મારતા હતા કે જાબજા મુવેલાં આદમીની લોથનાં ટેકડા કરતા હતા. તે વગેરે તેની સાથેના મદદના કરનાર પેહલવાન તથા લસકરનાં સવારો હેવી તો લડાઇ કરતા હતા. કે તેઓની લડાઇ જોઇને ગોયા આખેરી હજારનો દહાડોભો પોકાર મારવા લાગો. એ રવેશની સખત લડાઇ એક દહાડો અને એક રાત લગી થાઈ. પણ તુરકી લસકર ઘણું જીઆદે હતું તેથી કરી નામ દાર કેઆનશાહનું લસકર બતંગ આવી ગયું, અને હરતરફ નાશવા લાગયું. હેવો મામલો જોઈ ફરેદનો બેટો કેઆનશાહ પોતાનાં દેલમાં ગાભરો પડી ગયો. અને ભાંત ભાંતનો અંદેશો કરવા લાગો કે, "હવે મારો દહાડો આખેર આવયો." એવો અંદેશો કરી પાક એજદાંની આગલ એમ કરી કેહેવા લાગો કે, "અય દાદગર સાહેબ! તું મારા બો; જોરગવાર પાદશાહોની તરફ નેઘાહ કરીને આ વખત મારી મદદ કર; અગર નહીં તો હું એ દુસમેન લોકોનાં હાથમાં કેદ પકડાયો જાશ તો મને જાદુગર પાદશાહ અફરાસીઆબ જીવથી મરાવશે. તેથી આ વખત તું મારો જાન બચે તેવો ચારો કર. અગર હું એ મુલક મેલીને કેઠે નાહાસી જાઊંછું તો આલમના લોકો મારો ઊપર તાનાજનીના સખુન મારશે, અને એમ કરી કેહેશે કે, "કેઆંનશાહ જાતે એવો જોરાવર કેહેવાતો હતો અને તુરકી લોકોથી આજેજ આવી નાહો ગયો. વાસતે, અય અજીમ કુદરતના સાહેબ, તું મારી દાદ લે." એ રવેશ કેઆનશાહ પાક યજદાંનો આગલ આજેજીથી કહેતો હતો એવામાં ઇરેન જ-

મીનના રસતા ઉપરથી એક ભારી ગેરદ ઊઠી તે ગેરદે કરી હવાનો રંગ જરદ રંગી થઇ ગયો. તયાં નકારાં તથા કરનાએના અવાજ ઉઠવા લાગા, અને બેશુમાર ઘોડા હરનવા લાગા. તેણે કરી ચાચ શેહરનાં મેદાનમાં બેહુ તરફના જે સવારો લડાઇ કરતા હતા તેમનાં દેલ શુર ભરેલાં થાયાં. એમ કરતાં જેવાર પાદશાહ કેઆંનશાહે જાબુલી લશકરના જુંડા દીઠા તેવારે તે ફરોદનો બેટો ખુશીમાં આવયો. અને પોતાનાં લશકર ઉપર અવાજ મારી એમ કરી કહેવા લાગો કે, "અય મારા નામદારો, હવે તમો કસી વાતની ફીકર મા કરો. આપણી મદદને વાસતે પાક દીનના પાદશાહ કેખોસરોનું લશકર આવી પોંહોંચેશે." એ સખુન કેઆંનશાહ પોતાનાં લશકરને કેહેતો હતો તે અવાજ તુરકી હોમાન તથા બારમાને સાંભલયો. તેથી તું કહે ગોયા જેમ લોખડી ગાભરી પડીને જંગલમાં શેરને જોય તે મોસાલ તેઓ ગાભરા પડી જે જાબુલી લશકર આવતું હતું તેની તરફ જોવા લાગા. તે લશકરને આવતું જોઇને ગોયા તેમની મોંહાંનો રંગ હવા ઉપર ઉડી ગયો. એમ કરતાં દેલાવર કેરશાસપશાનાં તથા શેરમરદ ફરામરજ તથા જંગી સામ પોતાના ચાલીશ હજાર સવાર સાથે ચીતાની મીસાલ ચુંગાલ ઉઠાવી આવી પોંહોંચયા, અને તયાં આવતાંને વાર જોય શું કે એક રોસતાખેજની મોસાલની લડાઇ થતી હતી. પણ નામદાર કેઆંનશાહનાં લશકરને આજેજ આવી પાછું હઠેલું તેઓએ દીઠું તેથી તેમનાં દેલ આતશની મીસાલ ગરમીમાં આવયાં તેથી હીંદુસતાનના સરદાર ફરાંમરજને કેરશાસપશાનીએ કહયું કે, "અય મારા બાજોરગી ભરેલા નેઆગાન, આપણને આ વખત સુસતી કરવાનો નથી, શા વાસતે કે તુરકી લશકરે બાજોરગ ખાનદાનના કેઆનશાહ ઉપર ઘણો ગલબો કીધોછે. તેથી સેતાબ આપણે જાઇને તમામ તુરકી લોકોને મારી પાછા હઠાડીએ." એ રવેશ ગોફતેગો કરીને તે નામદારોએ કીનાંની તલવાર ઊઠાવી, અને પોતાના લશકર સાથે જોશથી તુરકી લશકર ઉપર હોમલો કીધો, અને જેમ ભુખયા શેર ગોશફંદનાં ગોવારાંની ખરાબી કરે તે મીસાલ પીરાંનનાં લશકરની ખરાબી કરવા લાગા. હવે શાએર કેહેછે કે, "એ લડાઇને એ જગા પડતી મેલીને જેહાંપેહલવાન રૂસતમની દાસતાન કહું તે કાન ધરીને સાંભલ."

## હેકાયત લખી છે કે, આવી પોંહોંચયો જેહાંપેહલવાન રૂસતમ પોતાનાં લશકર સાથે અમોએ નામનાં જંગ-લમાં, અને લડાઇ કીધી જંગેસાવરાને અખવાશ તુરકી સાથે, તથા મારયો ગયો અખવાશ જંગેસાવરાનના હાથ ઉપર.

જેવારે પેલી તરફ તાજબખશ રૂસતમ પોતાના લશકર સાથે ઈ-રાન જમોનની તરફથી રાહ માપતો અમોએ નામનાં જંગલમાં આવી પોંહોંચયો તેવારે જોય શું કે બેશુમાર તુરકી લશકર મકાન કરી પડેલુ છે. તેથી હોકમ કરીને તે મેદાનમાં તુરકી લશકરની સામણે પોતાનાં લશકરનો મકાન કરાવયો. એમ કરતાં તે દહાડો ગુજરી ગયો, અને બી-જા દહાડાની બામદાદ થઇ તેવારે નાપાક તબીઅતનો ગરશીવજ પો-તાના તુરકી પેહલવાનોને એમ કરી કહેવા લાગો કે, "આપણો દુશમેન પોતાનાં લશકર સાથે આવીને આપણી સામણે મકાન કરી પડયો છે, વાસતે હું એમ ચાહુંછું કે, એ વખત એ મેદાનમાં રૂસતમ સેવાએ કોઇ બીજા નામુલી પેહલવાન હાજર નથી માટે એટલાંમાંજ આપણ લોકો આપણું બખત ઇરાની લોકો સાથે અજમાવીએ, અને જોઇયે કે એ ફરતો આસમાન કોણનો મદદ કરેછે." તેનું એટલું કેહેવું કે તેની મજલેશમાંથી એક પેહલવાન જે અખવાશ નામનો હતો તે કેહેવા લાગો કે, "અય ગરશીવજ, અગરજો તારો હુકમ હોએ તો આજરોજે હું કીનાનાં મેદાનમાં જાઊં." અખવાશનું એટલું કેહેવું કે બુરી તબી-અતના ગરશીવજે તેજ વખત પોતાનાં લશકરમાં લડાઈનું નકારૂં કરા-વયું. તેણે કરી તેનું તમામ લશકર હલમલી રહયું, અને સરવે કોઈ કીનાનાં હથીઆર બાંધીને મેદાનમાં આવી સફ સમારી ઉભા. હવે એ તરફ રખશનાં સરદાર રૂસતમે ગરશીવજનાં લશકરમાંથી લડાઈનાં નકા-રાંનો અવાજ સાંભલયો તેજ વખત પોતેબી પોતાનાં લશકરમાંથી હો-કમ કરીને લડાઈનું નકારૂં ધમધમાવીઊં તેણે કરી તમામ ઇરાની લશ-કર એવું તો જોશમાં આવયું કે જેમ હરણને જોઇને ચીતો જમીન ઉપરથી ઉછલે તે મોસાલ તે ઉછલીને ઉઠી ઊભું થયું, અને સરવે

કોઇ પોતપોતાનો લડાઇનો અસબાબ તઇયાર કરી મેદાનમાં આવી સફ સમારી ઉભા. તેણે કરી તું કહે ગોયા તે અમોએનું મેદાન રએના મેદાનનો ભાઇ હતો.' ઇઆને જે મીસાલ રએનાં મેદાનમાં બેહુ તરફનું લશકર જુમબેશથી ઉભું રહેતું હતું તે મીસાલ તે મેદાનમાં ઉભુ રહયું હતું. બેહુ તરફનાં લશકરમાંથી નકારાં તથા કરનાએનાં અવાજ ઉઠવા લાગા, તેણે કરી જમીન તથા જમાંનો ધુજવા લાગો. એમ કરતાં તુરાની લશ કરમાંથી અખ્ખવાશ તુરકી પોતાનો ઘોડો જોહોંકાવતો મેદાનમાં આવયો અને એક પોકાર મારી કહયું કે, "જે કોઈ ઇરાની લશકરમાં શાહજાદો કેહેવાતો હોએ અને મારી મીશાલ બાજોરગીને પોહોંચેલો હોએ, તે મારાં મેદાનમાં આવે." જેવારે ઇરાની લશકરમાંથી નામદાર જંગેસાવરાંને હેવો અવાજ સાંભલયો તેવારે તે દેલ જોશમાં આવોઉં, તેથી પોતાના ઘોડાને એડ મારીને આજર ગોસસપની મોસાલ દપટાવતો તે તુરકીનાં મેદાનમાં જઇ પોહોંચયો, અને એમ કરી કેહેવા લાગો કે "અય બદગુમાન તુરકો, તું કેટલોએકવાર થાયો એ મેદાનમાં ઉભો રહીને પોતાનાં નામની ડંમર હાંકેઆ કરેછે, પણ તું જાણતો નથી કે નામદાર રૂસતમનાં લશકરમાં તારા કરતાં કોઇ બોજરગ ખાનદાનનો હોશે."

એટલું કેહોને તે દેલાવરે પોતાનો ભારી નેજો ઉઠાવયો. તેને જોઇને પુરી ખશલતના અખ્ખવાશેભી પોતાનો નેજો ઉઠાવયો, અને તે બેહુ પેહલવાનો એક એક ઉપર કીનાથી નેજાના જરબ મારવા લાગા, અને જેમ આસમાન ઉપરથી વરસાદના ઓલા વરશે તે મીસાલ એક બીજા ઉપર પોતાના નેજાના જરબ વરસાવા લાગા, અને જેમ દરીઆવમાં ભારો મગરમછ માહી ઉપર ગલબો કરે તે મીશાલ એક એક ઉપર હોમલો કરવા લાગા. તે વગેરે તે બેહુ દલેરોની દોડધુપ જોઇને બેહુ તરફનાં લશકર તથા નામદાર પેહલવાનોનાં દેલ આજેજી ભરેલાં થયાં. એ રવેશ સખત લડાઈ કરીને એકબીજા ઉપર સાઠ નેજાના જરબો તેઓએ મારયા પણ તે બેહુમાંથી કોઇને કશો આસેબ પોંહોંચયો નહી. એવામાં નામનો ઊઠાવનાર જંગેસાવરાન ઘણોએક ગોસામાં આવયો, અને પોતાનો નેજો ઉઠાવી તે અખ્ખવાશની કમર ઉપરએવો તો જોરથી મારયો કે, તેના જરબે કરી તે તુરકોના પાંઉ ઘોડાની રેકાબમાંથી નીકલી

ગયા, અને તે જમીન ઉપર તુટી પડયો. તેજ વખત જંગેશાવરાન પોતાના ઘોડાની પોઠ ઉપરથી કુદીને ચીતાની મીસાલ તેના સીના ઉપર સવાર થયો, અને સેતાબ કમરમાંથી ખંજર ખેંચીને તે અખવાશ તુરકીના સીનામાં મારયું અને તેનો સીનો તથા પેટું ચીરી નાખ્યું, અને સેતાબ પાછો પોતાના ઘોડા ઉપર સવાર થઈ ઈરાની લશકરમાં આવી ઊભો. જેવાર એવો મામલો તુરકી લશકરમાંથી ઊંઘે બખ્તના ગરશીવજે દીઠો, તેવાર પોતાનાં દેલમાં ઘણોજ ગમગીન થયો. તેને ગમગીન થતો જોઈને સપેહરમ નામનો પેહલવાન એમ કરી કહેવા લાગો કે, "અય પાદશાહ અફરાશીઆબનાં ભાઈ નામદારી ભરેલા ગરશીવજ, તું એવો ગમગીન તે શા વાસતે થાયછે ? તું જોકે હું હવડાં એ કીનાનાં મેદાંનમાં જઈને કેખોસરોનાં પેહલવાનોના દેલ ગંમ ભરેલા કરૂંછું." એ રવેશ કહીને સપેહેરંમ પોતાનો ઘોડો તેજ વાની મીસાલ મેદાનના દરમેઆનમાં દોડાવતો આવી પોહોંચેઓ. તેને આવતો જોઈને તાજબખ્શ રૂસતમ, પેહલવાન હજીરને એમ કરી કેહેવા લાગો કે, "અય ગોદરજના શેરમરદ બેટા આ જે તુરકી પેહલવાન લડાઈના મેદાનમાં આવયોછે, તે તારે લાયકનો હમનબરદ છે." એટલું રૂસતમનું કેહેવું કે દેલાવર હજીર પોતાનાં દેલમાં ખુશી થાયો, અને જેમ કે કોઈ શખ્સ મજલેશમાં જવાને વાસતે ખુશી થાએ તે મીશાલ ખુશી થાતો લડાઈના મેદાનમાં ગયો. તેવાર ઈરાની લશકરમાંથી નકારાં તથા કરેનાએનાં આવાજ નીકલયા.

એમ કરતાં જેવારે તે બેહુ દેલાવર એક એકની મોકાબેલ થાય તે વાર જેમ જંગલમાં બે શેર એક એક ઉપર ધુરકા ધુરકી કરે, તે મોશાલ એક એક ઉપર પોતાની આંખના ભુવા ચડાવીને ધુરકવા લાગા, અને જેમ આશમાન ઉપર વાદલ પોકાર મારે તે મીશાલ એક બીજા ઉપર પોકાર મારી પોતાનાં ભારી ગોરજ ઉઠાવેઆં, અને જેમ માજદરાંનના દેવ એક બીજા ઊપર ગોસસામાં આવી હુમલો કરે તે મીસાલ હોમલો કરી ગોરજનો જરબ મારવા લાગા. તે ગોરજની દરંગાદરંગીનો અવાજ બેહુ તરફનાં લશકર સાંભલીને પોતાની આંગલી દાંતમાં પકડવા લાગાં, અને તે બેહુ દેલાવરનાં ઘોડાની દોડધુપે કરી જમીનની ચા-

મડી ચીરાવા લાગી. તેમજ તે ઘોડાની નાલે કરી બેશુમાર ગેરદ ઉડવા લાગી, તેથી કરી રેશન રોજે સીહાઈ પકડી, અને આશમાન ઉપર આફતાબભી પોતાની ચાલ ભુલી જવા લાગો. તે બેહુ જબરદસત પેહલવાનો એક બીજા ઉપર પોતાનાં ભારી ગોરજ મારતા હતા. તેણે કરી તેમની બાજુભી સોસત થઇ ગઇ. એમ કરતાં તે બેહુએ એક બીજા ઉપર ચાલીશ ગોરજનાં જરબ મારયા, તેણે કરી તેમનાં બખતરની કડીએ કટી તુટી ગઇં, અને તે ગોરજનાં દસતા કમાંનની મીશાલ વાંકા વલી ગયા, અને તેથી તે બેહુએ પોતાનાં ગોરજને પડતા મેલયા.

## હેકાએત લખીછે કે, મારીઓ ગયો પેહલવાન સેપેહરમ નામદાર હજીરના હાથ ઊપર, અને આવયો જંગાલ તુરકી મેદાનમાં તથા મારયો ગયો તે નામદાર ફરોહેલના હાથ ઊપર.

પછી સેતાબ મુઠ ઉપર હાથ મારી મેઆંનમાંથી પોત પોતાનો તલવાર ખેંચી, અને પોતાના ઘોડા એક બીજા ઉપર જોંહોકાવયા. એવામાં તુરકી સેપેહરંમ ગુસામાં આવયો, અને એક અવાજ મારી હીમત ભરેલા દેલાવર હજીરને એમ કરી કહયું કે, "અય ઊંધે વખતના ઇરાની પેહલવાન, હવે તું આ મારી તલવારનો જરબ સંભાલ." તેનુ એટલું કેહેવું કે દેલાવર શાહાજાદા હજીરે સેતાબ પોતાનાં સર ઉપર આડી ધાલ પકડી. એવામાં સેપેહરંમે પોતાની તલવાર ઉઠાવીને નામના ઉઠાવનાર હજીરની ઢાલ ઉપર મારી. તેના જરબે કરી તેનો ઢાલ કાંકરોના ખોરાનો મીશાલ કપાઇ ગઇ. તે મામલો જોઇ હોનર ભરેલા હજીરે સેતાબ પોતાનું શર ચોરાવી લીધું ; તોભી તે તલવારના જરબનો તરછો તેની દાબી બાજુમાં લાગો તેથી તેનું બખતર કપાયું, અને તે જરબ તેની બાજુમાં કારી થાયો. તેણે કરી તે હજીરની બાજુમાંથી લોહી જારી થયું. હેવો મામલો જોઇને તે દેલાવર હજીર ગુસામાં આવયો, અને સપેહરંમને એમ કરી કહયું કે, "હવે આ મારી તલવારનો જરબનો હાથ સંભાલ." તેનું એટલું કહેવું કે તે તુરકી સેપેહેરંમે પોતાનાં શર

ઉપર આડી ઢાલ પકડી. પણ નામના ઉઠાવનાર હજીરે પોતાની તલવારનો જરબ હેવો તો સફાઇથી મારયો કે તેનો ઢાલને કાકરીનાં બીશની મીશાલ કાપી નાખી. તે તલવારનો જરબ તેનાં શર ઉપરની કોલાહમાં લાગો અને તે કોલાહ કાપીને તેનાં સરમાં લાગો, અને સર કાપીને તેને કમર લગી ચોરી નાંખયો. તેથી તે તુરકી સેપેહરંમ ઘોડાની પીઠ ઉપરથી ખાકમાં પડયો.

જેવાર એવો મામલો તુરકી લશકરમાંથી તેના ભાઇ જંગાલ નામનાં પેહેલવાને દીઠો તેવારે પોતાના ભાઇના કીનામાં ઘોડો દપટાવતો મેદાનમાં આવયો, કે દેલાવર હજીરને જીવથી મારે. પણ હજીર તો તેના ભાઇ સેપેહરંમનાં હાથ ઉપર જખમી થયો હતો તેનાં સબબથી પોતાનું દેલ આજોરદે કરી ઇરાની લશકરમાં આવયો. તે નામદારને જેહાંપેહલવાંન રૂસતમે જખમી થએલો દીઠો. તેથી તેજ વખત જરા લોકોને ઇઆને હકીમ લોકોને બોલાવી તેનો બાજુ ઉપર પટો બંધાવયો. હવે પેલી તરફ જેવારે તુરકી જંગાલ કીનાનાં મેદાનમાં આવી પોહોંચયો તેવારે એક પોકાર મારીને કેહવા લાગો કે, "અય પેહલવાંન હજીર, તું મારા ભાઇને જીવથી મારીને એ કીનાનાં મેદાનમાંથી નાશીને ઇરાની લશકરમાં જાઇ શા વાસતે ભરાઇ બેઠો છે ? શું હું નામનો ઉઠાવનાર અને ગોરજનો મારનાર જંગાલ પેહલવાંન પોતાનાં ભાઇના કીનામાં દોડતો આવેઓ તેથી મારયો જવાનો અંદેશો દેલમાં કરીને નાશી ગીઓ છે ? વાસતે તું હીચકારા પેહલવાનની તરફથી જેની ખુશી પડે તે મારાં મેદાનમાં આવે." એ મીશાલ તે તુરકીને સખુન બોલતો જેહાંપેહલવાન રૂસતમનાં લશકરમાંથી નામદાર ફરોહેલ પેહલવાંને સાંભલયો તેથી તેનું દેલ આતશનો મીશાલ ગરમીમાં આવયું, અને જંગાલ પેહલવાનનાં સખુન તેનાં તંનમાં તીરની મોસાલ લાગાં. એટલા વાસતે પોતાનો ઘોડો જોંહોંકાવતો તે તેનો મોકાબેલ આવો પોહોંચયો. તેણે આવતાંને વાર તે જંગાલ પેહલવાંને એમ કરી કહયું કે, "અય તુરકી પેહલવાંન, તું એ મેદાનમાં ઉભો રહીને એટલો વાર થાઓઓ હરખાહેલા શગનો મીશાલ શા વાસતે બરાડયા કરેછે ! તે દેલાવર હજીર તો તારા ભાઇના હાથ ઉપર જખમી થયો છે, તેનાં સબબથો પોતાના ઘોડાની લગામ ફેરવી એ

મેદાનમાંથી પાછો ફરયો છે. વાસતે આવ હું તારો હંમનબરદ થઈ આવયો છું." તેનું એટલું કેહેવું કે જંગાલ પેહલવાંને પોતાનો નેજો ઉઠાવયો અને ગોસાથી ફરોહેલ ઉપર હોમલો કીધો. તેને જોશથી આવતો જોઇને તે ફરોહેલેભો પોતાનો નેજો ઉઠાવયો. પછી કીનાંના વાદલની મીશાલ એક બીજા ઉપર હોમલે! કરી તે નેજાનાં જરબ મારવા લાગા. તે બેહુ પેહેલવાંનો એવી તો શખત લડાઈ કરવા લાગા કે ગોએઆ તેઓનો લડાઇ જોઇને જમાનાનો આંખ બતંગ આવી ગઇ. તેઓનાં ઘોડાની દોડધુપે કરી જમીનનું દેલભી બતંગ આવી ગયું. એ રવેશાની સખત લડાઇ કરતાં રાતનો વખત નજદીક આવી પોહોંચયો. તે બેહુ દેલાવરોએ પોત પોતાનાં નેજાનાં જરબ એક બીજા ઉપર ઘણાં એક મારયા, તેથી તે બેહુનાં તંન તે નેજાની નોકે કરી સુરાખદાર થાએઆં, અને તેઓનાં તંનમાંથી પસીનાંની જગો લોહી જારી થયું. હેવામાં તુરકી જંગાલ પેહલવાંન ઘણોએક ગોસામાં આવયો અને પોતાનાં નેજાને સર ઉપર ફેરવી ઘણાંએક જોરથી ફરોહેલનાં સીનામાં મારયો. તેનાં જરબે કરો તે દેલાવરનાં બખતરની કડીએ કડી તુટી ગેઇ, અને તે નેજાના આંચકાએ કરી તેના બેહુ પગ રેકાબમાંથી નીકલી ગીઆ, અને તેણે ઘોડાની પીઠ ઉપરથી નીચે પડવા ચાહીઉં, પણ સેતાબ પાછો સાવચેત થઇ બેઠો, અને ગોસામાં આવી એક અવાજ મારી તે જંગાલ તુરકીને કહયું કે, "અય લડાએક પેહેલવાંન, હેવો તું જોરેમંદ કહેવાએછે તો આ મારા ભારી નેજાનો જરબ સંભાલ." એટલું કેહી પોતાનો નેજો ઉઠાવયો, અને તે તુરકી પેહલવાનની કંમર ઉપર એવા તો જોરથી મારયો કે, તેના આચકાએ કરી પેહલવાંન જંગાલ ઘોડાની પીઠ ઉપરથી ખાકમાં પડયો. તે તુરકીને નીચો પડતો જોઇને નામનો ઉઠાવનાર બુઢો ફરોહેલ પોતાની સવારીના ઘોડા ઉપરથી ચીતાની મીસાલ જમીન ઉપર કુદેઓ, અને સેતાબ પેહલવાંન જંગાલનાં સીનાં ઉપર શેરની મોસાલ ચહડી બેઠો, અને ખંજરની મુઠ ઉપર હાથ મારી બાહેર ખેંચીને તે તુરકીની પેહેલુમાં મારીઉં, જેથી તેનો જીવ હવા ઉપર નીકલી ગયો. તેવાર પછે લડાએક ફરોહેલ પોતાના ઘોડા ઉપર શવાર થાયો. તેણે જોયું કે હેવો તો રાતનો વખત થાયો છે તેથી કોઇ દલેર

પેહલવાંન મારા મેદાનમાં એકાએક આવશે નહીં, તેથી ઇરાની લશકર-માં આવયો.

જેહેવાર ખુની દેલનાં કરશીવજે પોતાનાં લશકરમાંથી જોયું કે દુ-શમેનનાં હાથ ઉપર મારા તરણ પેહલવાન મારયા ગયા તે વાર દીલસાથ બોલયો કે, "એ વખત જોલમગાર સીહા રાતેભી સેતાબી કીધી, અગર નહીં તો હું કોઇ બીજા પેહલવાનને મેદાનમાં મોકલીને મારા પેહલવા-નોનો કીનો લેતે. હવે તો જેહેવાર કાલ રોજે બામદાદ થાએ તે વાર હું ઇરાની પેહેલવાનોનાં દેલમાહેતમ ભરેલાં કરૂં." એટલું કેહીને પોતાના લશકરમાં આશાએશનું નકારૂં કરાવીઉં. તે નકારાંનો અવાજ સાંભલી એ તરફ જેહાં પેહલવાંન રૂસતમેભી પોતાનાં લશકરમાંથી સવાલનો જ-વાબ આપયો, ઇઆને તેણેભી આશાએશનું નકારૂં વજડાવીઉં તેથી બેહુ તરફનાં લશકર મેદાનમાંથી પાછાં ફરીને પોતપોતાની જગા ઉપર ગયાં. તેવાર પછે કરશીવજે હોકમ કરી પેલા તરણ પેહલવાનોની લોથને મેદાનમાંથી ઉંચલાવી મંગાવી, અને તેને માવજતથી ઠેકાણે પહોંચાડી અને તેવાર પછે મજલેસ સમારી ખાણુ ખાવા બેઠા. હવે એનો શાએર એમ કરી કેહેછે કે એ વાતને એ જગો પડતી મેલીને પાદશાહ કેઆંન શાહની દાસતાંન કેહું તે સાંભલ.

## હેકાએત લખીછે કે, નાઠો ગયો પીરાન વજીર પોતાનાં લશકર સાથે, તથા જઇ પોંહોંચયો નામદાર બરજો ખારજમ શેહરની તરફ, અને લડાઇ કીધી શેદાનાં લશકર સાથે, તે વગેરે.

હવે પેલી તરફ શેરને પીતેનો કેરશાસપસાંની તથા દેવબંદ ફરા-મરજ તથા જંગો શામ એ તરણ પેહલવાન, ચેઆલીશ હજાર સવાર સાથે ચાંચ શેહરનાં મેદાનમાં આવી પોહોંચયા તેવાર તે નામદારોએ પીરાંનનાં લશકર ઉપર હેવી તો તલવાર મારી કે, તે તુરકી લશકરની લોથનાં જાબજા ટેકરા કરી નાખયા, અને તે ચાચ શેહરનાં મેદાનમાં જેમ વરસાદના દહાડા ઉપર આદમીનાં લોહીમાં પાણી ભેલાઇ જાએ તે

મીસાલ ખાકમાં લોહી લપટાયું અને જેમ કુમારના અભાડા આગલ માતીનાં ઘડા પરાગંદા થાએ તે મીશાલ જાબજા આદમીઓના સર પડેલાં જણાયાં. જેવાર તુરાની લશકરે જાબુલી પેહલવાનોનાં હાથની હેવી સખત લડાઇ દીઠી તેવારે સરવે કોઇ પોતાના ઘોડાની લગામ ફેરવી નાશવા લાગા. તે મામલો જોઇ પીરાન તથા હોમાન તથા બારમાન તથા નશતેહેન તથા રોઇન એ સરવે કોઇ એક બીજા સાથે વાત કરવા લાગા કે, "હવે આપણને ઊભુ રહેવું બેહતર નથી, શા વાસતે કે આપણું લશકર બતંગ આવી નાઠું જાએછે." એ રવેશ માહોમાહે ગોફતેગો કરીને સેતાબ લગામ ફેરવી તે ચાચ શેહરનાં મેદાનમાંથી તેઓ પણ નાશવા લાગા. તેમને નાશતા જોઇને જે કંઇ તુરકી લશકર ઉભું હતું તેભી નાશવા લાગયું. એ રવેશ એક એકને જોઇ તે તમામ લશકર નાશી ગયું. જેવાર પાદશાહ કેઆંનશાહે તથા જાબુલી પેહેલવાનોએ એવો તમાસો દીઠો કે વીશેનો બેટો પીરાન પોતાનાં તમામ લસકર સાથે નાઠો જાએછે તેવારે તેઓએ પોતાનો તલવાર ઉઠાવીને તે લોકોનો દુમબાલો પકડયો, અને તે નાશતાં લશકરમાંથો ઘણાંએક સવારોને જીવથી મારયા, અને તે તુરકી લશકરને મારતા મારતા તેમની પછવાડે એક ફરશંગ લગી જાઇ પોંહોંચયા. તેવાર પછે તેઓ પોતાનાં ઘોડાની લગામ ફેરવી પાછા પોતાનાં મકાન ઉપર આવયા.

એમ કરતાં જેવાર શેહરમાં આવી દાખેલ થયા તેવારે પાદશાહ કેઆંનશાહે હોકમ કરી ખાસ મજલેશ સમારી, અને ખુશીથી ગમત કરવા બેઠા. તેવાર પછે પાદશાહ કેઆનશાહે ફરામરજને તથા કેરશાસપસાંનીને તથા શામને એમ કરી કહયું કે, "અય મારા પેઆરા જીવની મીસાલનાં બોજોરગ ખાનદાનનાં શેરદેલ પેહલવાનો, તમારાં મોબારક કદમ એ તરફ આવયાં તેણે કરી મારો પેઆરો જીવ તથા એ મુલક બચેઓ, અને મેં તમોને આજ ઘણેએક વરશે દીઠા તેથી મારો જીવ જેવો ગમગીન હતો તેવો ખુશી ભરેલો થાયો." એ રવેશ કેહીને તેજ વખત ખાણું મંગાવી સોફરા ઉપર ખાવા બેઠા, અને એક બીજા સાથે નવી જુની ગોફતેગો કરવા લાગા. હવે પેલી તરફ વીશેનો બેટો પીરાંન પોતાનાં લશકર સાથે શેકસતેહાલ થાઇને નાઠો ગયો, તેવો-

જ તેણે તુરકસતાનનાં જીલામાં એક સારો નામનું શેહેર હતું તેની તરફ જઇ મુકામ કીધો. હેવામાં એકાએક તે શેહરની તરફ ખબરનાં દેનાર હલકારા લોકો આવી પોંહોંચયા અને તુરાની લશકરમાં જે દેહેશમાં પીરાન વજીર પોતાનાં પેહલવાનો સાથે બેઠો હતો તયાં આવીને તેને એમ કરી કહેવા લાગા કે, "અય નામદાર બોજોરગ ખાનદાનનાં અને બોજોરગી ભરેલા સરદારોના સરદાર, તું તો એ જગા આશાએશથી બેઠો છે, અને બુરજીગર બોરજો પોતાનાં બેટા તમુર સાથે ભારી લશકર લેઇ ખારજમ શેહરની તરફ આવો પોંહોંચેઓ છે. તેણે આવતાંને વાર પાદશાહ અફરાશીઆબના બેટા સેદાનાં લશકર સાથે એક ભારી સુલતાંની લડાઇ ઉઠાવી ઉભી કીધી છે. તે બુરજીગર આપણો ભારી ગંજ ખજાનાં ભરેલો મુલક છીનવી લેવા ચાહે છે. પણ નામનો ઉઠાવનાર શાહાજાદો સેદો તે જાબુલી લશકર સાથે સખત લડાઇ કરે છે, તેથી હમો નથી જાણતા કે મબાદા તે લડાઇમાં આકેબત શું નીપજશે." એ રવેશ તે હલકારા લોકો સપેહસાલાર પીરાંનને કેહેતા હતા હેવામાં એકાએક અમોએનાં જંગલની તરફથી એક હલકારાની જોડ આવી પોંહોંચી, અને આવતાંને વાર પીરાંનને સેજદો કરી તેઓ કેહેવા લાગા કે, "અય દાનાઇ ભરેલા તુરકસતાનની અનજુમનનાં સરદાર, હમો લોકો સેતાબોથી અમોએ નામનાં જંગલની તરફથી દોડતા આવીને તુને ખબર કરીએ છીએ કે, તે જગા જાલનો બેટો રૂસતમ પોતાનાં લશકર સાથે આવી પોંહોંચયો છે. તેના ઇરાની પેહલવાંનોનાં હાથ ઉપર આપણાં લશકરનાં તરણ પેહલવાન મારયા ગયા છે. તેમાં એક અખવાશ તથા બીજો સપેરંમ તથા તરીજો જંગાલ એઓ હતા. વાસતે લાજેમ છે કે તું તે તરફ આવીને આપણા પેહલવાનોનો કીનો લીએ." હેવી ખબર બેહુ તરફની તે હલકારા લોકોની જોબાનથી બુઢા પીરાંને સાંભલી તેથી તેનું દેલ ઘણું ગંમગીન થઇ ગયું, અને તે પોતાના પેહલવાનોને કેહેવા લાગો કે, "અય મારા નામદારો, તે ઇરાની તથા જાબુલી લોકોએ તો ચેહારો તરફ ગલબો કીધો છે. આપણા લોકો હવડાં ચાચ શેહરની તરફથી શેકસત ખાઇને નાશી આવીઆ છઇએ, અને વલી હવડાં એ હલકારા લોકોની જોબાનથી હેવી નાખોશ ખબર

સાંભલીએ છે, તેથી મને તો મોટી ફીકર પેદા થાયછે. તે કરતાં મેં એ-વીભી ખબર સાંભલી છે કે કેટલાએક જાબુલી પેહલવાન લશકર સાથે મારાં પોતંન શેહરનો તરફ ગયા છે, કે તે મુલક પોતાને કબજ કરે. તેથી હું નથી જાણતો કે તે મુલક ઉપર શું નીપજીઉં હશે. વાસતે અય મારા નામદારો, આપણ ઉપર તો તરણ તરફનો અંદેશો આવી પડયો છે, તો આપણે કેહી તરફ અને કોણની મદદને વાસતે જઇએ." એવા સખુન પીરાનની જોબાનથી સાંભલીને હોમાન તથા બારમાને એમ કરી કહયું કે, "અય મારા દાના ભાઈ, આપણે દુર અંદેશો કરી જોઇએ છેં તો પાદશાહ અફરાસીઆબનાં દર તથા દેહશતથી શેદાની મદદે જાવુ જોઇએ, શા વાસતે કે આપણો તારો મુલક સંભાલવા જાશું તો અફરા-સીઆબ એમ કરી બોલશે કે તમો પોતાનો મુલક સંભાલવા ગયા, અને મારા નામદાર બેટાની મદદ કીધી નહી." જેવારે પીરાને એવા સખુન સાંભલયા તેવારે પોતાનાં લશકર સાથે ખારજમ શેહરની તરફ જાવાને વાસતે તઇઆરી કીધી, અને પેલા હલકારાઓને તમામ ખબર કેહીને અફરાશીઆબની તરફ રવાના કીધા. એવા વીચારથી કે અફરાશીઆબ એ ખબર સાંભલીને ભારે લશકર સાથે દુશમેન ઉપર ચેહારો તરફથી ગલબો કરે. પછી પીરાન પોતાના લશકર સાથે ખારજમ શેહરની તરફ ચાલયો.

હવે એનો શાએર એક કરી કહેછે કે, પેલો તરફ અમોએનાં જંગલમાંથી જેહાં પેહલવાંન રૂસતમે પોતાનાં લશકરમાંથી ખબરનાં પોહો-ચાડનાર જાસુસ લોકોને ચાચ શેહરની તરફ ખબર મંગાવવાને વાસતે મોકલયા હતા, કે તે તરફની બીનાથી પોતે વાકેફ થાએ. એમ કરતાં તે જાશુશ લોકો પોતાની શાંહાંનશો દોડાવતા ચાચ શેહર તરફ આવતા હતા. તે જાશુસોને રાહનાં દરમેઆન હેવી ખબર થાઇ કે, વીશેનો બેટો પીરાન પોતાનાં લશકર સાથે કોલજંમનાં દરીઆવની મીસાલ મોજ મારતો ખારજમ શેહરની તરફ જાએછે, વાસતે એ કે તે તરફ જાઇને અફ-રાશીઆબના બેટા શેદાની મદદ કરે, અને નામદાર બરજોનાં લશકર-ને શેકસત પોહોચાડે. હેવી ખબર સાંભલી તેથી તેઓએ તેજ ચાલની શાંહનશીને હેવી તો દપટાવી કે જેમ કમાનમાંથી તીર નીકલી જાએ તે

મીશાલ તે શાંહનશી દોડવા લાગી. એમ કરતાં જેવારે તે જાશુસ લોકો ચાચ શેહરમાં આવી પોહોંચેઆ તેહેવાર તેઓમાંથી સેતાબ એક જાસુસ પાણીપીઆદો થઇને કેઆંનશાહની દરઘાહમાં આવયો. તયાં આવીને જોએશું કે તમામ નામદારો મજલેશ સમારી ખુશી કરતા હતા. હેવું જોઇને તેણે ફરામરજને સેજદો કીધો, અને કહયું કે "અય દેવોને પકડનાર દલેર પેહલવાન ફરામરજ, તું હમેશાં એજ મીશાલ ખુશી ભરેલો રેહેજે !" એ વગેરે ઘણીક દોઆ કરીને પછે અમોએ નામનાં જંગલની તથા તે વગરે જે કાંઇ રાહાનાં દરમેઆંનમાં ખબર સાંભલી હતી, તે તમામ બાંગે બોલંદે જાહેર કરી કેહી. જેવાર તે જાશુસનો જોબાનથી નામદાર ફરામરજે તથા શેરની હીમતનાં કેરશાસપસાંનીએ તથા જંગી શામે હેવી ખબર સાંભલી તેવારે તે દેલાવરો ચીતાની મીશાલ કુદી તે મજલેશમાં ઊઠી ઉભા થયા. અને સેતાબ કેઆનશાહ પાશેથી રજા લેઇ પોતાનાં લશાકરમાં આવયા, અને તમામ બખતરી લશાકરને તઇઆર કરી બારજમ શેહરની તરફ વંતાલીઆવાની મીસાલ રાહા માપવા લાગા. હવે પેલી તરફ જેહેવાર વીશેનો બેટો પીરાન પોતાના લશાકર સાથે અફરાશીઆબના બેટા સેદાની મદદને માટે બારજમ શેહરની તરફ જઈ પોહોંચયો, તેવારે તયાં જોએ શું કે શાહાજાદા સેદાનું તથા જાબુલી બોરજોનું એ બેહુ લશાકરે એક એકમાં ભેલાઇ ગયલાં છે, અને મારેલાં આદમીની લોથના ટેકરા જબજા થયા છે. તયાં લડાએક સવારોના ગોલબાંગનો આવાજ સાંભલીને પીરાંનનાં લશાકરનું દેલભી ધાભરૂં પડવા લાગું. તેથી તે સવારો માંહોમાંહે એક બીજાને કહેવા લાગા કે, "વલી આપણ લોકો તો કંમબખતીનાં ઘેરામાં આવી પડયા." એમ કરતા વીશેનો બેટો પીરાન પોતાના તમામ લશાકર સાથે તે લડાઇના મેદાનમાં આવી પોંહોંચેઓ, અને તે મેદાનમાં નામદાર બોરજોને તથા દેલાવર તમુરને શેદાનાં લશાકરમાં ભુખયાં બબરની મોશાલ સખત લડાઈ કરતા દીઠા. તે બાપ તથા બેટો જે તરફ પોતાની તલવાર મારતા તે તરફની સફને અફરાતફરી કરી નાંખતા. તે વગેરે તમામ જાબુલી લશાકર પોતાના હાથમાં નેજા તથા છુટ ભાલડી પકડી જે તરફ હોમલો કરતું તે તરફ સવારોને ઘોડાની પીઠ ઉપરથી

ખાકમાં નાખતું. તેથી તે તુરકી લશકરનાં બાજે સવાર પોતાના ઘોડાની લગામ ફેરવી જંગલની તરફ નાશતા હતા. તે મામલો જોઇને બુઢા પીરાને પોતાનાં લશકરઉપર અવાજ મારી કહયું કે, "અય મારા નામદારો, તમો જુવોછો શું ? આપણા પાદશાહનું લશકર જાબુલી લોકોના હાથ ઉપર બતંગ આવીને મારયું જાએછે." પીરાંનનું એટલું કેહેવું કે તેના તમામ લશકરે પોતાની ચુંગાલ ઉઠાવી જાબુલી લશકર ઉપર હોમલો કીધો. ને તે તરણે લશકર એક એકમાં ભેલાઇ ગયાં, તેથી તું કેહ ગોયા નીલનો દરીઆવ જોશથી મોજ મારતો હતો. દલેર પેહલવાંનોના સરભારી ગોરજે કરી હર તરફ કુટાઇ જતાં હતાં, અને તે ગોરજનાં ધમકારાએ કરી સવારોના દેલ ડર ભરેલાં થાતાં હતાં. હવે જે તરફ નામદાર બોરજો લડાઇ કરતો હતો, તે તરફ તેને ખબર કરવામાં આવી કે "અય શેરમરદ પેહલવાન, તું એ જગા લડાઇ કરેછે, પણ પેલી તરફ આપણું લશકર ઘણું બતંગ આવી ગયુંછે, વાસતે એ કે, વીશેનો બેટો પીરાન પોતાનાં લશકર સાથે એ તરફ આવી પોહોંચેઓ છે અને આવતાનેવાર તે આપણા લશકરની ખરાબી કરેછે." હેવી ખબર સાંભલયાથી તે શેરનો પકડનાર પેહલવાન એવોતો ગોસસામાં આવયો કે, જેમ જેહેરી સોફ ગારોડીને દેખીને ગોસસામાં આવે તે મીશાલ ગોસસામાં આવી પોતાના લશકરની તરફ દુઆરોને વાસતે જઇ પોહોંચયો.

## હેકાએત લખીછે કે, બતંગ આવયું સરફરાજ બરજોનું જાબુલી લશકર, તથા આવી પોહોંચયો નામનો ઉછાલનાર ફરામરજ પોતાનાં બેટા સામ તથા નબીરા કેરશાસપશાની સાથે, અને નાઠા ગયા તુરાની સરદાર શેદો તથા પીરાન પોતાનાં લશકર સાથે.

અને તે નોજવાન દલેર તયાં જોએ શું કે પોતાનું લશકર પરાગંદા થયુંછે. અને તુરાની પેહલવાનો હાથમાં શમશીર પકડી બેદેહશત

જાબુલી સવારના સર ખાકમાં નાખેછે. એવું જોઇ ગુસસામાં આવીને એક પોકાર મસત શેરની મીસાલ મારયો, અને એમ કરી કહયું કે "અય ઉધા સેતારેના તુરકી લોકો, હવે તમારૂ બખત બરગશતે થાઇગી, વાસતે એકે હમો જાબુલી દલેર લોકો કીનાની કંમર બાંધીને એ તુરકસતાનની તરફ આવયા છીએ તેથી એ તમામ મુલક અમારા તાબામાં કરયા સીવાય હરગેજ પાછા હઠનાર નહીં. અગરચે તમારી પાસે બેશુમાર લશકર હોશે તોભી હમો જાબુલી દલેર તમોને બશ છીએ. અને હમોને કાંઇ લશકરની જરૂરીઆત નથી. હમો પોતાની બાજુને જોરે તમો લોકો સાથે રાત અને દન લડાઈ કરીએ છીએ અને કરશું. તમો લોકો એમ ના જાણતા કે હમો જાબુલીભી નાશી જશું—ઇઆને એ તુરકસતાનની તરફથી તમો લોકોની મોસાલ સેકસતે હાલ થાઇને હમો હરગેજ નાશી નથી જવાના" એટલું કેહીને તે નામદારે પોતાના હાથમાં એલમાશાના લોડાંની શમશીર પકડી અને જેમ શેર મસતી ભરેલો હુમલો કરે તે મીસાલ પોશનના લશકર ઉપર ગલબો કીધો. અને પોતાની તલવારે કરી, જેમ ખેડુત લોકો સુકુ ખેતરનું ઘાશ કાપે તે મોસાલ તુશની લશકરના હાથ તથા પગ તથા ગરદન કાપવા લાગો અને એક હુમલામાં પીશંનનાં લશકરના બસે સવાર જીવથી મારતો ગયો. તોભી તે નામદારનો કસો ઇલાજ ચાલેઓ નહી, શાવાસતે કે તે તુરકી લશકર ઘણું બેશુમાર હતું. તેણે કરી શેર મરદ બરજો ભાત ભાતનો અંદેશો કરતો હતો. એવામાં એકાએક જંગલની તરફથી એક ભારી ગેરદ ઉઠી. તે ગેરદે કરી એ રોશન રોજે સીહાઇ પકડી અને જમીન તથા જમાનાની આંખ આંધલી થવા લાગી. તે વગરે નગારાંના અવાજે કરી આશમાનના કાન બુહરા થવા લાગા એ રવેશનું જુમબેશ ભરેલું લશકર આવતું જોઇને નામદાર શોહરાબનો બેટો ગરદંન ફરાજ બોરજો પોતાનાં દેલ સાથે અંદેશો કરવા લાગો. એવામાં જંગી તમુર પોતાનાં બાપ બરજોની નજદીક આવી પોહોચયો અને એમ કરી કેહેવા લાગો કે "એ દેવની ગરદંનનાં બાંધનાર સરફરાજ, અગરચે પાક ઇઅજદાંની બખશેસથી જે આ લશકર આવેછે, તે કોઇ આપણાં દલેર જાબુલી પેહલવાંનનું હોશે તો ઘણું બેહેતરછે; અગર નહીતો આએ વખત આપણું લશકર જીવથી મારયું જાશે, શાવાસ-

તે કે એ મેદાનમાં શેદાનું તથા પીરાનનું ઘણું લશકરછે. તેથી હું નથી જાણતો કે એ વખત આપણ ઊપર શું નીપજશે." એ રવેશ તે બેહુ બાપ બેટા વાત કરતા હતા. હેવામાં પેલી ગેરદમાંથી બેશુમાર લશકર નજર આવવા લાગું અને તે લશકરનાં રંગ બેરંગી જુંડા હવા ઉપર ઊડતા હતા અને તે જુંડાની નીચે તરણ પેહલવાન મસત શેરની મીસાલ ઘોડાનો પીઠ ઊપર સવાર થઈ ભારી દબદબાથી ચાલતા હતા. એમ કરતાં જેવાર તે લશકર જંગલની તરફથી ખારજમ શેહરનાં મેદામાં આવી પોહોચીઊં તેહેવાર તે બેહુ બાપ તથા બેટાએ ઓલખોઉ નામદાર ફરામરજ તથા કેરસાસપસાંની તથા શામ એ તરણે સરદારે લશકર આવેછે. હેવું દોઠાથી બોરજોરનું તથા નામદારતમુરનું દેલથી તેજ આતશની મીસાલ જોશમાં આવયું અને તેઓ પીરાંનનાં ને બરહ મારવા લાગા. હવે જેવાર પેલા તરણ જબુલી સરદાર પોતા- ? સા' આવી પોહોંચયા તેવાર તયાં જોએશું કે બેહુ તરફનું લશકર લાઈને એક બીજા ઉપર કીનાંની તલવાર મારેછે. પણ બોરજોનાં લશકરને બતંગ આવેલું દોઠું તેથી ગુસસા- નાં લશકર ઉપર અવાજ મારી કહયું કે "હાં તમો શું કોઇ પોતાનાં નામ આશમાન લગી ઉઠાવો." ફરામ- કે તેનાં તમામ લશકરે પોતાની ચુગાલ ઉઠાવી એક ા. અને તે ચાર લશકર હેવાં તો એક એકમાં ભેલાઇ નં પાણી મોટીમાં ભેલાઇ જાએ અને તે મીઠીનો ા તે લશકરનોભી કીચલ થઇ ગયો. તથા જેમ ને જાડનાં પાંતરાં ગલે તે મીસાલ સીપાઇ લોકો- ા પગ તથા તન તથા ઘોડા તથા હાથી પડવા લાગા, ઊલટ પાલટ થઇ એક બીજામાં ભેલાઇને હેવી ા કે કોઇ કોઇને પીછાની શકતું નહી. ગોએઆ ુલવાંન દીવાંનાં થઈ ગીઆ હતા. તેઓ એક સવારને પ- . ઊપર ફૂંકી મારતા અને જે સવારનો ઘોડો મારયો જ- ને બીજા ઘોડા ઉપર સવાર કરતા. એ રવેશ તે તમામ ુરકી લશકર સાથે બે દહાડા અને બે રાત લગીન લડાઇ કીધી.

એમ કરતાં જેવાર તરોજા દહડાની બામદાદ થાઇ તેવાર અફરાશીઆબ-નો બેટો શેદો તથા વીશેનો બેટો પીરાંન એ બેહુ સરદારો નેધાહ કરી જોએશું કે પોતાનાં લશકરને જાબજા નાશતું દીઠું. તેહેવાર નાઉમેદ થાઇને તે પીરાંન સેદાને એમ કેહવા લાગો કે, "એ નામદાર શાહાજાદા, હવે આપણને એ મુલકની ઉમેદ રાખવી નાદરોસત છે, શાવાસતે કે દુશમેન લોકોએ ઘણો ગલબો કીધોછે." એ વગેરે બીજા ઘણાએન સખુન એક બીજાને કેહીને બારંજમનાં મેદાનમાંથી પોતાનાં ઘોડાની ગામ ફેરવી નાશવાં લાગા. એમ કરતાં દલેર શેદો તથા દગાબાજ હોમ તથા નાહીમત બારમાન તથા નસતેહેન તથા રોહોન તથા પીરાન તથા શોવજ તથા ફરશીવરદ તથા લોહાક તથા કલબાદ તથા શીમોખ તથ એજરેહે એ વગરે જે કોઇ તેહોની સાથે હતાં તે નાઠા. તે સર ઘનાબદ નામનાં પાહાડની નજદીક જઇ પોહોચયા વાર આબનો બેટો સેદો પીરાનને એમ કરી કેહેવા લાગો એ હવે આપણ લોકો ઉપર ગેરફતારીનો દહાડો આવી પોહે એવું નજર આવેછે કે આપણો તમામ મુલક દુશમેન એટલા વાસતે હું સેતાબ અફરાશીઆબની તરફ શકર લાવીને દુશમેન લોકોને પાછા હઠાવું. એટલુ પોતાનું લશકર પીરાંનને સોફીઉ અને પોતે જુજ ફરાસીઆબની તરફ આવયો. તેવાર નામદાર પીરાન પેહલવાંનો સાથે અમોએ નામનાં જંગલની તર ને ગરશીવજનો મદદ કરે.

